# કાચા કાનની ખરાબી

યાને

# ઝઅનેઝર અને શીરીન.

નાટકગુરૂ શેકશપીઅરના કરેલા કરૂણારસ ખેલ
"આથેલો" ઉપરથી દેશી શોખને અનુસરતા
ફેરફારો સહિત ઉપજાવી કાઢેલો
નાટક ૩ અંકી.

બનાવનાર
બેહરામજી નવરોજજી કાબરાજી,
"ખુરશેદ અને પરીચેહેર," "ફરામર્ઝ," "હેલજંગ હમીર"
ઈત્યાદિનો કર્તા.

મુંબઈ:
ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં
સેમ્યુઅલ હાઇમ મીટરે છાપ્યું છે.
ફોટ, પારસી બજાર સ્ટ્રીટ—નંબર ૧ લો, ભાભા બીલ્ડીંગ.

૧૮૮૪.

# કાચા કાનની ખરાબી

યાને

# ઝેબનેઝર અને શીરીન.

૧૯૭૫

નાટકગુરૂ શેકશપીઅરના કરેલા કરૂણારસ ખેલ "આથેલો" ઉપરથી દેશી શોખને અનુસરતા ફેરફારો સહિત ઉપજાવી કાઢેલો

નાટક ૩ અંકી.


**બનાવનાર**

બહમનજી નવરોજજી કાબરાજી,

"ખુશરો અને પરીચેહેર," "ફુરાંમર્ઝ," "દેલજંગ દલેર" ઈત્યાદિનો કર્તા.



મુંબઈ:

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં

સેમ્યુઅલ હાઇમ પીંટરે છાપ્યું છે.

કોટ, પારસી બજાર સ્ટ્રીટ—નંબર ૧ લો, માપલા બીલડીંગ.

૧૮૮૪.

# દીબાચો.

માહાન નાટક ગુરૂ શેકશપીઅર વરસોથી મુવેલો છતાં શીખેલી પ્રજા વચ્ચે પોતાનાં અમર નામથી હજી જીવતો અને જાગતો છે, અને એવા એક નામીચા લખનારના સર્વોતમ નાટકને અમોએ અમારી નાકેશ કલમ માટે પસંદ કરવાનો જોખમ ખેડયો છે, એટલે તે જોખમમાં અમો કેટલી હદ સુધી ફતેહમંદ ઉતર્યા છીએ તે ચુકવવાનું કામ આ અમારા નાટકના સુગ્ન તપાસકારોને અમો સોંપવાની નમનતાઇ સહીત અતરે રજા ચાહીએ છીએ. "ઓથેલો"નો ખેલ તેના બારે કરૂણારસ માટે શીખેલી આલમમાં પેહેલો દરજ્જો ધરાવે છે, અને તેનાં ગુજરાતી ભાષાંતરો છુટાં છવાયાં થયાં છતે અમોએ તેને નવેસરથી ગુજરાતી આલમ વચ્ચે અમારી અદના શકિતનાં પ્રમાણમાં મેલવાનું જો પસંદ કર્યું છે, તો તે એટલાજ માટે કે એ નામીચા નાટકકારના સઘલા કરૂણારસ નાટકોમાંથી જેટલું શીખવાનું છે તે કરતાં ઘણું વધારે ધ્યાન આપવા જોગ એ એક નાટક માંહેથી મલી આવેછે. આ નાટકમાંથી બંને જાતીવાલાં વાંચનારાઓને એકસરખી ચાનક અને એકસરખો ધડો મેલવવાનું છે, અને દુન્યાદારીના એક ખરાં વગર સહરાગતનાં સંસારી ચિત્રવના એમાં કાંઇ નહીં બને એવું અથવા અકલ કબુલ ન કરે એવું મુશકેલ કશું જણાતું નથી. ખાવીંદ તરફની જીંદગી તુલકની વફાદારીનો એમાં એક બાનુઓએ નકલ કરવા જોગ પાઠ છે. અને કપટી માણસો પોતાનાં કપટકાર્યો કેટલી ભયંકાર હદ સુધી ચલાવવા છતાં અંતે શી ફેજે પોંહાંચે છે તે એમાં અસરકારક રીતે બતાવેલું છે; પણ એ સઘલાં કરતાં એ ખેલમાં જે મોટો ધડો લેવાનો છે તે 'કાચા કાન' રાખવાનાં પરીણામને લગતો છે. ઝેબનેઝર (ઓથેલો) ભલો છતાં અતીશે ભોલો હોવાથી એક લુચ્છાના દુર્બાદનો કાચા કાન રાખી ભોગ થઇ પડે છે તે આ નાટકના સારાંશમા આપણું અકસર ધ્યાન ખેંચેછે. અને એ સઘલા શ્રેષ્ઠ સારાંશને ખાતર આ ખેલ વધારે લોકપ્રીય થઇ પડયો છે એમ અમે ભરોસાથી માનીયે છીએ. એ અસલ ઇંગ્રેજી નાટકનાં એકથી અનેક ગુજરાતી ભાષાંતરો હોવા છતાં એક ખરાં ભાષાંતર તરીકે નહીં પણ દેશી શોખને અનુસરતી ઢબેપર ઘણાક વધારા અને નવા ફેરફારો સહીત એ નાટક અમોએ તૈયાર કરી જે પ્રસંગે તેને નાટક તખ્તા

ઉપર રજુ કરવાની જોગવાઇ હાથ કરી છે, તેજ પ્રસંગે એક પુસ્તક આકારે
તે પરવરતાવી બાહેર પાડવાને પણ એટલા અર્થે અમોએ યથાર્થ જોયું છે.

શેકશપીયરકૃત નાટકોનું ગુજરાતી કરવું, અને તેમી નાટકરૂપે ગુજરાતી
કરવું એક ઘણું કઠીણ કામ છે, અને તોપણ અમોએ એ કામ હાથ લીધું તો
તે એજ કીસમની અમારી એક આગલી કોશેશને નાટકની શોકીન પ્રજાએ
ઘણો ખુશ થવા જોગ આશરો અને આવકાર આપી તે તરફની પોતાની
પ્રસંસાની અમને એક વિશ્વાસભરી જામીનગીરી આપી છે તેથી મલેલાં
ઉતેજનથી થયું છે. એજ ઇંગ્રેજી નાટકકારના બીજા એવાજ નામીચા
એક "હેમલેટ" ઉપરથી ઉપજાવી કાઢેલો અમારો "ફુરાંમર્ઝ" નાટક
કેટલાક પારસી "એમેચ્યુઅરો" એ "એમેચ્યુઅર ઓરાસ્ત્રીઅન" નાટક
મંડળીને નામે લગાર ફતેહ સહીત ભજી બતાવ્યો, અને તે જેટલીવાર
નાટક તખ્તા ઉપર રજુ કરવામાં આવ્યો હતો તે સઘલી વખત નાટક
શાળામાં લોકોનો સારો જમાવ થતો હતો એટલુંજ નહીં, પણ, આ
નાટકના પડી ભાગેલા અવસરમાં જે સાહેબોને નાટકની છીટ હોવી જો-
એ તેવા કુલવાન ગ્રહસ્થો એકવાર તે જોઈ ગયા કેડે પોતાનાં કુટુંબની બાનુઓ
અને બચ્ચાંઓ સહિત વગર તેડવે તે ફરીથી જોવાને આવી બીરાજી
અમને માન આપી ગયા છે તે સઘલાં ઉતેજન માટે એક છાજતી મગ-
રૂરીથી અમો આ તકે આશા રાખી નમનતાઇ સાથ કેહેવા માંગીએ છીએ
કે "ફરાંમર્ઝ" કરતાં આ નાટક કાંઇક વધું વિશ્વાસથી અમો પ્રજા
હજુર રજુ કરી શકીએ છીએ, અને તેમ છતાં તેમાં પુશકલ ખામીઓ
હશે જે ખામીઓ માટે અતરે દરગુજર ચાહવાની અમો ફરજ સમજીએ છીએ.

એક અંગ્રેજી "નાવેલ"ને આધારે ઉપજાવી કાઢેલા અમારા "પાકી-
જેહ પ્યાર યાને ખુશરો અને પરીચેહેર" એ નામના સૌથી પેહેલા લખા-
યલા નાટકે અમારાં અદના લખાંણની નાટકનાં સોકીનો જોડે પેહેલી
પીછાંણ કરાવી છે, અને તે નાટક ઉપર કહેલી મંડલીએ જે સંખ્યા બંધ
વખત ભજી બતાવ્યો તે સઘલો વખત બાનુઓ અને ગ્રહસ્થોની તે જોવા
પાછલ મલતી ઠઠ અમને એ અમારી પીછાંણ તેમની મેહેરબાંનીની વચ્ચે
આગલ વધારવાને ઉતેજન આપ્યું, જે ઉતેજનમાં આશરો સોધતાં નાટક
તખ્તા માટે તૈયાર કરેલો અમારો બીજો નાટક "ફરાંમર્ઝ" જેટલો ફતેહ-
મંદ ઉતરી શકયો છે, તેથી લગાર વધુ ફતેહમંદ જો આ ત્રીજી કોશેશ
ઉતરશે, અને નાટક તખ્તા ઉપર તેમજ આ ચોપડીના સફાઓ ઉપર તે એક

સરખો ગુજરાતી શોકીન પ્રજાનો વિશ્વાસ હાથ કરી શકશે, તો અમો અમારી મેહેનતની કદર બુજાયલી સમજી સંતોશ પામીશું.

આ નાટકમાં આવતાં ગાયણોમાં જે લાઇનો "ઇનવર્ટેડ કોમાસ" (' ')થી અમોએ છુટી પાડી બતાવીછે તે બીજા લખનારાઓએ કરેલાં ગાયણોના ચોકસ ભાગોના સદાબરા ઉતારાઓ સમજવા. એ ઉતારાઓ વાંચનાર જોશે કે ઘણાજ લાગુ પડતા અને વળી અમોને પોતાને મનપસંદ હોવાથી કરી લેવાને અમોએ કશી અડચણ જોઇ નથી, અને તેમ કરતાં અમોએ એટલીજ ઉમેદ રાખવી છે કે અમો તે અસલ ગાયણોના કર્તાઓને કશો ગેરઇનસાફ આપતા અથવા કરતા નથી.

શોકીન ગુજરાતી વાંચનારાઓ જોડે "દેલજંગ દલેર" ની વારતા મારફતે પીછાંણ પાડી લીધા કેડે ફકત એક અથવા દોઢ માસમાં આ નવાં પુસ્તક સાથે મેલાપ કરવાને અમને બની આવેછે તેથી સંતોશ થાયછે, અને તેઓ તરફના વિશ્વાસ અને આવકારને અમારી પ્રત્યેક નવી કોશેશો વચ્ચે વધુ અને વધુ લાયક થવા અને ઠડવા અમો સેવટે ઉમેદ ધરાવીએ છીએ.

ફેબરવારી ૧૮૮૪.

બ. ન. કાબરાજી,

બનાવનાર.

## નાટક પાત્ર.



| | |
|---|---|
| પસંગ...................... | અએમનનો શાહ. |
| બેહરોઝ ................. | તેનો એક તાલેવંત દરબારી—શીરીનનો બુજોરગ બાપ. |
| ઝેબનેઝર................. | ઓતનનો એક હબસી—પસંગનો માનીતો વડો સપેહસાલાર. |
| જાંહાંબખ્શ............... | ઝેબનેઝરનો માનીતો—તેના હાથ નીચેનો સરદાર. |
| કેકસ...................... | જાંહાંબખ્શથી ઉતરતો એક સરદાર. |
| જંગાવે.................... | એક ભોલો જવાન—શીરીનના હાથનો ઉમેદવાર. |
| રૂસ્તમ.................... | સરદાર જાંહાંબખ્શનો એક રફીક. |
| પારસ..................... | તેનો નોકર. |
| શેહરીઆર................ | જાંહાંબખ્શનો ગામડીયો નોકર. |
| શીરીન.................... | બેહરોઝની બેટી—પાછલથી ઝેબનેઝરની ઓરત. |
| મેહેરસીમીન............ | તેણીની વિશ્વાસુ દાસી—કેકસની ઓરત. |
| પરીબાનું.................. | જાંહાંબખ્શની ઓરત. |

એ ઉપરાંત વજીર, ગામડયાં, નોકરો, સીપાઇઓ વગેરે, વગેરે.

# કાચા કાનની ખરાબી

યાને

# ઝબનેઝર અને શીરીન.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ.—અએમન.

[એક ખેતર.—રાતનો વખત છે, કેટલાક ગામડયાઓ મુસાફરીએ નીકલાં પડેલા થાક ખાવા અને તાડી પી લેવા ખેતરમાં બેસી ગયલા નજરે પડે છે, અને પડદો ચઢતાં તાડી પી ગાયણ ગાતા માલુમ પડે છે.]

**ગાયણ.**

"કાલી ઘટા કોયલ બન છાંઈ"—એ રાહ.

બેહો પીવા હઉ હાતે મલી હાંઇ ભાઇ ખાટી મીઠી તાડી હારી,
પી ઉતારો ચડાઉ તાડીએ ચહડેલી જે કાંઇ ઠાક ખુબ ભારી,
મુહાફરીએ ચાલુ મેલવું જો આ ગરમ રહ ગલે ઉતારી.
આ તાડી હાતે હીકની બોટી,
અને હાતે લાગી ગરમાગરમ રોટી,
રોટી બોટી વના તાડી તો ભાઇ ખોટી,
આ અહીં ગરમાં ગરમ હાક, ભુંજેલા કેવાબ, હાંતે તાંહ મારી,—
ભાઇ ખાટી મીઠી.

આ ઉંબરયું હેકો હાંધી,
હીક હોતા હાતે લઇ રાંધી,
ને ખજુરેથી તાડી છેજી કાઢી,
ગત ગલે ઉતારવાનું કામ, ગામડીયા નામ, તાડીહે છોડી ગારી,—
ભાઇ ખાટી મીઠી૦

**૧ ગામડીયો**—(ગાયણ પુરૂં થતાં) હે ભાઇઓ, પણ ઇફ્રા તે કયાં વેર પરીને મરી રેવાના જે? ઓલે ગામની પાદરે જતાં આ પગની કહરી કરી લાખેહ, ને આ તો હજી અહીંજ મરી ગીએલા તા, પે!

**૨ ગામડીયો**—પણ હે ભાઇ ભીખા, એવડો તું હાંનો એકલો એકલો તાડીની તેરે તણાઇ મરે? આ તાડીની ગેંણ બેંણ ચઢી ગયલી ઓહે કરીનજ કે? હવે હું જવાનું બાકી રીએલું જે? આ રહતના એવાં ભણી તો આપણે આવી લાગેલા, તો હવે ઓલું હેરીઆર હાંવલ્યાનું પીઠું વટાડ્યું કે લગાર તેંથી પાછી તાડા લેઇ કરતા કે ચાલુજ મુકવાનું તો! આ નાંખના દાંડાની કોરે તો આવી રહેલું, હવે હું જે?

**૩ ગામડીયો**—અરે પણ ભાઇઓ, રાખો. એ ભીખા એમ આવ, તું તો તે દીહે કેજે કે મારા તો ટાંટીયાજ ની દુ:ખે, ને હું તો કલાકના દહ ગાઉ ચાલું, ને બે દહ ગાઉ ચાલું તે હઉ અમહથકોજ કે?

**૪ ગામડીયો**—હેં હા અમહથકોજ કે હું? તું તો તે દીહે કે કે જે કે હું તો લઇ કરીને એક તાંહે દહ ઘડીયાં તાડી પીઉં, ને બે તાંહે વીહ, ને ત્રણ તાંહે—(યાદ કરીને) કેટરાં જો? ત્રણ દહે? (બીજાને) હેં ભાઇ ત્રણ દહે?

**૩ ગામડીયો**—(બીજવાઇને) પણ હું પુએછા કરે? ગામમાં ગાવરાંની ગણત્રી એમજ કરતાં હોબેલો કે? વલી ત્રણ દહે તેતરીહ, એટરૂં બી ના જાંણે, ઉંઠ!

**૧. ગામડીયો**—પે, પણ તમો હૌ એ આજ દાહ્યા થવા હાંના નીકરી પરેલા? તાડીની ખુમારીમાં થાક બાક વીહરી ગીએલા હું? રહત્તે બધા લુહ લુહ થઇ ગીએલા તીણે કરીને તો ઇફ્રા બેઠી પડેલા, ને વલી દાકાં ધુનાવીને હવે દાહ્યા થવા કીફાના આવેલા રે? (૩ જાને) અને હવે તેરે ઉંઠ કોણ તું કે હું?

**૩. ગામડીયો**—તું, તારો બાપ, ને તારો હહરો હાતે, જા!

**૧. ગામડીયા**—(બુમ પાડીને) એ, એ એ એ! માંનું હમાલ, ની તો મારીને બોઠી કરી લાખ્યા! હા, ઓલખેલો કે? મારા હહરાનું ને હહરાની પોરીનું નામ બામ લીધું કની તો—

**૩. ગામડીયો**—અરે જા રે જા! તારા હરખા તો કાંઇ જોઇ લાએલા! તું કોણ જે! જા, તારા હહરાની પોરી તો ગામના પટેલ હાથે ભાગી ગીએલી, હું કહે હવે?

૧ ગામડયો—(ઘણો ખીજવાઇ) હું ? હું ? હું બોલેલો ? મારી લાખ્યું, મારા હહરાનું ને હહરાની પોરીનું નામ હેહ માં, તે અહીં તુંને લેવા ને દેવાને હત્તા હું ? તુંને હખ હું ? તારો ઇલાકો હું ?

૩. ગામીડયો—અરે એ ઇલાકાવાલા, એહે ગપચપ, કે તાડીનાં બે પાંચ બાંડા પેટમાં વધારે પડી ગરબડ કરી લાખે તેની ચગબડીમાં એકુ લપડાક ચોહરી બેહું ?

૧. ગામડીયો—(વધતો ખીજવાઇ) હું? હું ? બહ મારીજ લાખ્યું, હવે તો (દાંત પીસી) મારીજ લાખ્યું. હવે જો ની મારૂં તો તારા બાપના હમ, હવે જો ની મારૂં તો ભહતામાં હુતેલી મારી માહી મરે ! ખરો રે.

[સૌને ખસાડી ૩ જા ગામડીયાને વલગી પડે છે—ગરબડ થઇ રહે છે.]

૪. ગામડીયો—(બુમ મારી) અરે અરે મારામારી લખે કરતા. હાંબે જુઓ હાંબે. (અંદર દેખાડી) એ ઓલ્યો કોણ આવે ? (બધા જોવા પડે છે). ઓલ્યો ઠીમચાં હરખો દબરદીંગ કોણ આવે !

૨. ગામડીયો—(અંદર દેખાડી) અરે પણ કાલો ને ચોરો તો એવો છે જે જાંણે મારા બાપની કરજેવણ ભેંહ !

૧. ગામડીયો—(અંદર દેખાડી) પણ હાથે તો પાહાની પોરી દેહું ! ને એની કેડે ઓલ્યું લાંબું લાંબું તલવાલ લટકેલું તે જોયું કે ? ચલકે કેવું. ઓ ! (આંખે હાથ ધાંકી દે છે) એક એ પેટમાં ઘચ દઇને ઘોંચી જો ઘાલે કની તો પેટમાંનું ઉંબર્યું હું, કે તાડી હું, કે હોતી હું-એ બાપરે પણ આવી પુગેલો !

૪. ગામડીયો—(અંદર દેખાડીને) અરે અરે ઇને મેં ઓલખેલો, ઓલખેલો ! ઓલો આવે કની એ તો માજનદરાંનના બોતન હેરનો જંગી ઝબનઝર દેહું ! એ તો બહુ જબરો જો બા ! આ હેમન હેરના પાહાનો વડો સીપેહાલાર. ઇને કાંઇ કાંઇ દેવોને મારેલા, ને જબરા જબરા જંગીઓને મારી હઠાવેલા, હા બા !

૩. ગામડીયો—અરે પણ તેરે પેલી આ મારી છેલ્લી આંગલી હરખી પટલી કમરની ને દુધ ને દહીતરાં હરખાં હફેદ રૂની પુની જેવી પોરી કોણ એનીહે હાથપર હાથ ટેકવી ચાલે ? એ કોણ?

૪. ગામડીયો—(અંદર દેખાડી) હુવે, હુવે, હુવે, ઇનેબી મેં ઓલખેલી. એ તો કની તો આ હેરના પૈહાદાર રેહેવાહી બેહરોઝની પોરી

દેહું. એ બોલ્યા હાતે ભાગી જતી બોહે જો. અરે પણ જાઓરે, તે આવેલાં.

[સઘલા ધભરાટમાં એક રસ્તે નાહસી જાય છે, બીજી બાજુથી ઝેબનેઝર અને શીરીન વાત કરતાં દાખેલ થાય છે.]

**શીરીન**—રૂપ નહીં પણ તું જના ગુણપર હું દેવાની થઇ છું, અએ જંગી ઝેબનેઝર. આજ રાત્રે મારૂં બાપીકું શેહર ને બાપીકું ઘેર તું વહાલા તરફની મારી અનહદ, અથાગ, પાક મોહબતને ખાતેર મેં મુકયું છે. આવે રાતને સમે તું વ્હાલાસે નાહસી આવી મારા બુજોર્ગવાર બાપ તરફ દગો કરી ચશમચોર ગણાવા ખાતેર મારૂં કોમલ કાલજું દુઃખથી કપાઇ જાય છે. અરેરે! તે જયારે સહવારે ઉઠી પોતાનાં મકાનમાં મને નહી જોશે ત્યારે નીરાશા ને સંતાપથી તે ફાટી મરશે. (રડે છે.)

**ઝેબનેઝર**—મોહોબતવંતી શીરીન, હવે તો ધીરજ ધર. આ હાથે હજારો શત્રુઓનાં શીર જમીનપર પટકેલાં છે, અને એક લેહેજામાં કાંઇક પાપી નામોનો નાશ કરી તે મહાભારત કીર્તી પાંમ્યો છે, તેજ હાથ તારા કટ્ટામાં કટ્ટા દુશ્મનથી તુંને બચાવી લેવા સદા તૈયાર રેહેશે, પણ વહાલી દેલદાર, તારા ઘાટકી પીતાનાં ઘરથી નીકલવા પછીનો આ આખે રસ્તેનો તેને લગતો તારો વીલાપ હું જંગીને પણ નાહીંમત કરી નાતવાન બનાવી મેલે છે.

**શીરીન**—અફસોસ! મારા પીતાનો લાલચુ ખવાસ મારી પાસે આ પાપનું પગલું લેવાડે છે. અઝીઝ ઝેબનેઝર, મારો પેદર થોડો ઘણો લાલચુ નથી. પૈસે તે પુર હોવા છતાં તે તાલેવંતોને મને નેકામાં આપી તેમના ગુણ દુર્ગુણ પીછાંણ્યા વિના મને જીવતાં જીવત જેહાંનમનાં ઉંડા ગારમાં ગારવા માંગે છે, અને તેથી તે પાલણહાર પીતાના લોભના એક કમબખ્ત ભોગ તરીકે તેના નારવા હોકમ અદા કરવા જતાં જન્મ સુધીનો રંડાપો પામવાની ધાસ્તીએ એક ફરમાંબરદાર ફરજંદ થવા કરતાં તેને નાફરમાન થઇ સદગુણોથી દીપતો ને મારા તે બાપનાં બુલંદ નામને જેબ દેતો ખાવંદ શોધી તેને મારી મોહબતનો માલેક થાપવાનું મેં મારે માથે રાખ્યું, અને તારા દીલજીત સદગુણોએ તુંને મારાં તનમનનો માલેક બનાવ્યો.-તને, મારા જીવણહાર ઝેબનેઝર, તને મારો માલેક, મારો સરદાર, મારો ખાવંદ બનાવી હું તારી કમીની દાસી થઇ રેહેવાને ખુશી સાથે તારીસે નીકલી પડી છું.

**ઝેબનેઝર**—આફ્રીન! અય ખુબચેહરા નાજનીન, એ તારી ભલાઇ ને તારા સાચ્ચા પ્યારનો બદલો તે સાહેબ તને આપશે, અને હું તે બદલો તને તનથી, મનથી, ધનથી,–મોહોબતથી, માયાથી મીઠાશથી આપીશ. મારા જીવના જીવ!

**શીરીન**—અરેરે, અગર મેં મારા પીતા પાસે તારા હાથની માંગણી કરી હોત તો તે સંગદીલ બાપ આ ચામડીના ફરકને લીધે મને કદી મારી એ માંગણી બખશતે નહીં. શાદીના પાક તરીકામાં ચામડીના રંગની બેઢંગી અડથી તે મારાં મનને ભાવતો ખાવંદ મેલવી આપવાને ધીક્કારથી ના પાડતે, પણ–

દેહનો રંગ કાલો ધોલો સૌ છે એક,
જોવું કે ખાવીંદ ભુંડો, ભલો–નેક.
ખુદ ખુરશેદની ખુબસુરતીને લગાડે ઝાંખ,
ને માહતાબને પણ કદી મીંચાવે આંખ,.
ખજાનો ધરાવે તે કહારૂન સમાન,
શાહાનશાહ થઇ બખશતો હોય જીંદગી ને જાંન,
પણ ખુદ કદી હોય તે ખવાસે ખવીસ,
કરમે તે કાલો જેહાંનમનો એબલીસ,
તો રૂપ અને પૈસા, સત્તા, અધીકાર
ખાતેર હું ન કરૂં જીનહાર તે દેલદાર.
ખાવીંદ ન હું બનાઉં તેવાને કદી,
કેમ જોડાઇ શકે નેકીસે બદી?
(માટે) તુંજ સદગુણ ખજાંનો–ને રૂપ તુંજના ગુણ
માંની તુંજ મારો ખાવંદ–માન સાચ્ચા સુખન.

**ઝેબનેઝર**—

આફરીન તુંપે હજાર અય સદગુણી નાર,
તાલે મુજનું રોશન–અય ગુણવંત દેલદાર!
પામ્યો ગર પ્યારી હું મોહબતભર તુંજ હાથ,
દેશ અને એશ છોડી આવી સંગાથ,
તો વિશ્વાસ મુજપે રાખજે મુજ જીવના આધાર,
કે તુંજ મારો દોસ્ત ને તુંજ મુજ સરદાર.
સુખન તારો રાખવામાં માનીશ હું સુખ,
વચનથી બંધાઉં છું ઓ મોહબતમય માહબુબ
(વચન આપે છે.)

વ્હાલી શીરીન, હવે આપણે પાછા ચાલવા માંડશું; પાસેનાં શેહેરમાં જઇ ઠરાવ પ્રમાણે રાતોરાત શાદીથી જોડાઇ સહવાર પડતાં તારા પીતાને પગે પડવા જઇશું, જે બાપ ગમે એવો ધાટકી ને ગમે એવો લાલચુ છતાં કદી નહીં છુટે ને કદી નહીં તુટે એવાં નેકાના આપણાં પાક બંધનથી અંતે આજેજ થઇ આપણને આશીશ દેશે.

[તેઓ એક રસ્તે જાય છે—બીજે રસ્તે પેલાજ ચાર ગામડયા ને કેકસ વાત કરતા દાખલ થાય છે.]

**કેકસ**—અને ત્યારે શું તમોએ તેઓને જોયાં? આ હ્યાં? આ જગ્યાએથી જતાં? વારો તમે ભુલતા તો નથી?

**૧ ગામડીયો**—અરે નારે હાબ, ભુલે હું જો? કાંઇ ખદાય ખદાય કરો! તાડીનાં ઘડીયાં ગલામાં કેટલાં ઘડાવી ઘાલ્યાં તે કદાપીને ભુલી જવાય, હમારાં ગાવરાંની ગણત્રી કદીને વીહરી જરાય, પણ આમાંથી તે કાંઇ ભુલવાનું કે હાબ!

**૨ ગામડીયો**—બરાબર કીએલું હાબ, બરાબર! ખાહો હપતો ખપતો કાઆઆલો દબરદીગ હરઓ, લાકડી હરખી કાવલી, પતલી, ખુબહુરત પોરીને લઇને ધકાથી નાહાડેલો તે અમે આંખે ને નાંખે બેઉએ દીઠેલું ને, હુવે!

**૩ ગામડીયો**—જુઓની હાબ, હું હો માંડીને કહું. અમે ઇકાથી વેગલે ઓલું હું? આપણાં ગામનું નામ હું? (યાદ કરીને) હા, નનામું—તે નનામે ગામથી ઓલે વેગલે મરેવન ખાતે બરદીયાની ખરીદી હારૂ જતા હતા, તેટરાં રાતના દહેકનો અમલ થીએલો ની થીએલાને————

**૧ ગામડીયો**—(તેને ધબ્બો મારીને) એ આંધલા, વાત કરવા કીકાથી હીએલો? દહનો અમલ થીએલો અને નીંબી થીએલો કે? તે કેમ હોય? દહ વાગેલાજ હોય તો પાછા દહ નીંબી કેમ વાગેલા હોય? ખહ, તને વાત કરતાં ની આવડે, હું કહું. (કેકસ આગલ જઇને) તે આપરે કહું જે, (યાદ કરીને) હું જો? હું બાકો રીએલું? હાં, બરાબર. દહનો અમલ થીએલો ને અમારાં પેટમાં ચાલતાં ચચરાત પડેલો ત્યારે પછી ફહ દેતાકે ફહડાઇ જઇને હાએબને કહું જે—(યાદ કરીને) હું જો?

**૪ ગામડીયો**—ખહ, ખહ, કાંઇ યાદ ની મરે છે, ને હત્તાવીહ વખત તો 'હું જો' પુછી રીએલો, તરે વાત કરવા હાંનો તણાઇ મરે?

**કેકસ**—(અધીરાઇથી) અરેરે ભાઇઓ, વખ્ત મારો સોનાનાં મુલનો

છે. તમો ખુદાને ખાતેર વખત ના ખોઓવો, તમોએ શું શું જોયું તેજ બસ કહી જાઓ. તે નાહસી જતી છોકરી મારી છે.

૩ ગામડીયો—હાય હાયરે મારા બાપ, બચારાની પોરી નાઠી ગએલી તો !

૨ ગામડીયો—કેવી દયા લાગે કે જાંણે તે પોરીને બદલે હવે હુ એની પોરી થઇ એનીહે પરણી જાઉં !

**કેકસ**—(મનસે) ઓ અદેખાં, અધીરાં જીગર જરા સબર પકડ. દુશ્મનનો દુંબાલો પકડી દુઃખી કરવાનો અને જેણે મને હલકો પાડયો છે તેને હલકો કરવાનો આવો લાગ ફરી આવનાર નથી એ ખરૂં, પણ જરા ધીરજ પકડ ! (મોટે) પણ ભાઇઓ. તમારી વાત પુરી કરો.

૧ ગામડીયો—તો તો હાબને ખદા હજી પાંચ પચીહ વરહ હલાંમત રાખે તે———

૨ ગામડીયો—બહ, પાંચ પચીહજ ?

૧ ગામડીયો—(ચીરડાઇને) હંઃ હંઃ હંઃ પણ એ પાંચ પચીહ વરહમાં મરી જાહે તેમાં તારા બાપનું હું લીધું ખાધું જે તું પારાની પેરે પલેપલ વચ્ચે પુરાયા કરે ? એને ગમે તો———

**કેકસ**—(ચીરડાઇને) એ અપટો હવે મારી ધીરજ રેહેતી નથી. (૧ લાને ગરદનમાંથી પકડી મારીને) બોલી દે હે ગામટ, એકદમ કહી દે કે તેં શું શું જોયું ?

૧ ગામડીયો—(ગભરાઇને) અરે કેહી દઉ, કહી દઉ હાબ મારતા લખે, હવે હડહડાટ કહી દઉં. (મનસે) એનું હત્યાનાહ જાય વાત કહીને લાત ખાવાનો હમો આવેલો તો ! (મોટે) પણ હાબ કેહેવાનું બાકી રીએલું હુ જે ઉં કહું ? એટરૂંજ જે અમે ગીત ગાઇ તાડીનાં ઘડીઆં ઉઠાવતા હતા તેટરાં ઓલ્યો આ રહતે આમ આવેલો, ને અમે આ રહતે આમ ભાગેલા, અને તે વિહે તમે અમોને રહતામાં વાત કરતા હાંભલી તેની તલાહ કરવા પાછા અમોને અહી ઘહડી કાઢેલા, હવે તે બીજું હું ઓહે ?

**કેકસ**—બસ એજ ? ત્યારે ચાલ્યા જાઓ તમો તમારે ઠેકાંણે (ગામડીયાઓ ફફડતા જતા રહે છે.—એકલો) મારાથી કોઇની ચઢતી જોવાઇ શકાતી નથી. જે આખરમાં, ઓહ્દામાં ચઢયો તે મારી નજરમાં પડવાનેજ ખાતરે, તો આ બુરો ઝેબનેઝર શાહની અને શાનશાહતની નજરમાં ચઢયો જાય છે, અને એને સૌ શુરો ને દરેક વાતે પુરો માની સૌ કોઇ

એના ઉપર જાંનફેશાંની કરેછે તો મારાથી તે કેમ ખમાય? નથી ખમાતું તેનું એજ કારણ છે એમ પણ નથી. એ ચંડાલપર મને બીજોબી ખાર છે. એણે મને પોતાનો વિશ્વાસુ બનાવ્યો, ને "વ્હાલા કેકસ," "માનીતા કેકસ," એમ અવારનવાર બોલી એણે મને બતાવવા માંડયું કે એ મને ધણો ચાહે છે, પણ જ્યારે તે ચાહની પુરવાગી આપવાની તક નીકલી, એટલે જ્યારે એના હાથ નીચેનો સરદાર જામાસ્પ મરણ પામ્યો, અને તે મરનારના હાથ નીચેના પેલા જવાંન જેહાંબખ્શને ખરેતો કરી તે ખાલી પડેલી જગ્યા મને આપી મારી તરફ એનો પ્યાર ખરો કરી આપવાની જયારે તક મલી, ત્યારે આ બુરાએ ઢીલ્લાં બહાનાં ચલાવવા માંડયાં. અને જ્યારે મેં તે જગ્યાની માંગણી કરી ત્યારે (ખીચ પાડીને) "ભલા કેકસ, હું તુંને ચાહું છું તો ખરેજ, પણ જામાસ્પની ખાલી પડેલી જગ્યા જેહાંબખ્શને પડતો મેલીને ઇનસાફની રાહે તુંને અપાય નહીં" એવી ખોટી સમજાવતેથી બચાવ કરવા પડયો, અને શું હું તેથી સમજી જઇશ? ઇનસાફની રૂએ જેહાંબખ્શનો હક હતો તો હું શું લાયક નહીં હતો? શું મારી લાયકાતજ તે ઓહ્દાપરના મારા હકના હસાબમાં આગલ નહીં આવે? જેહાંબખ્શ મારો વડો છે તો શું થયું? તેથી શું જેહાંબખ્શને જામાસ્પની ને મને જેહાંબખ્શની જગ્યા મલે ને મારાં કરતાં તે વધ્યો જાય તે હું ઠંડે પેટે જોયા કરૂં? બનેજ કેમ? બનવા દેવાયજ કેમ! (થંડો પડીને) પણ ચીંતા નહીં. આજવેર તો એ બંનેનાં પેટમાં ભરાઇ મોનાંપર મીઠો થઇ એ જેહાંબખ્શને મારા વડા તરીકે માન આપવાને મેં કબુલ કીધું છે, પણ બાતેનમાંથી જેટલો જેહાંબખ્શને હું મારા વડા તરીકે ધીક્કારૂં છું તેથી દશ હજાર દરજજે વધારે એ જેહાંબખ્શના વડા બેવચની ઝેબનેઝરને ધીક્કારૂં છું. મને એ બેઉ ઉપર ખાર છે, અને આજ સુધી દાવ હાથ આવ્યો નહીં, પણ અંતે દાદારે દાદ લીધી ખરી! પેલા બુજોર્ગ બેહરોઝની બેટીસે એ આજ રાત્રે નાહસી ગયો છે તો એ બંને બેમરવતોને પકડી આપી એક ફટકે બેહરોઝનો, રાજાનો અને પ્રજાનો સૌનો વ્હાલો થવાનો અને એ મારા શત્રુને બેહોરમત બનાવાનો આ અરક્કો લાગ છે. (વિચાર કરીને) પણ સબર, પેલો બુબખ પોર્યો જંગાવે શીરીનની મોહબતમાં ચકચુર છે, ને તેજ સામેથી તેના ઘર તરફ જતો જણાય છે તેને તડી હુલકાવીને આગલ પાડું તો કેમ? આપણે કોરડા ને કોરડા! (ખુશહાલીથી હાથ ચોલી) હા, એ બેહતર ખ્યાલ છે. (હાંક મારીને) જંગાવે, દોસ્ત જંગાવે, સીત! સીત! (જંગાવે આવે છે) કેમ દોસ્ત, આ-

વડી મોડી રાત્રે હજી તું બાહેર છે?. હું તો લગાર રાજનાં કામ સારૂ બાહેર ગયો હતો તે હમણાંજ આવ્યો, પણ તું કાંહાંથી આવ્યો? પણ સબર, તું આજે એટલો ગમગીન કેમ? શીરીનની મોહબતમાં?

જંગાવે—દુર થા કેકસ તું, તું ઠગારો છે. શું તેં શીરીનનો હાથ નેકામાં મેલવવાની મારી ઉમેદવારીને ફલદાર બનાવી આપવામાં મદદ કરવા વચન નહીં આપ્યું હતું!

કેકસ—હા, પછી?

જંગાવે—પછી? પછી તેં કઇ મદદ આપી?

કેકસ—(મનસે) અચ્છો લાગ! (મોટે) તું મને ગેરઇનસાફ કરે છે, રફીક જંગાવે. તારે માટે મેં દીસની ભુખ ને રાતની ઉંઘ ખોહીછે, અને હમણાં પણ તારેજ ખાતેર મેં ઉંઘ ખોહીને જોઇ કાઢયું છે કે તારી માશુક શીરીન તો પેલા સપેહસાલાર ઝેબનેઝર જોડે નાહસી ગઇ છે.

જંગાવે—( અચરતીથી ) નાહસી ગઇ? જતી રેહી? ( બેદરકારીથી ) જવા દે.

કેકસ—(મનસે) નખ્ખોદ! કેટલો બેદરકાર! કેવી બેમરવત નાપાયદાર મોહબત! (મોટે) હેં તારે ખાતેર મેં જેહમત ને જોખમ બેડી એ પાપ પકડી કાઢયું ને હવે તું બેદરકારી બતાવે છે? જંગાવે, એ તારી ચાલ ઘણીજ બેઅદબ છે. (તેને ઉસ્કેરીને) જો, જો અએ જવાંન, તારી માશુક ચોરાઇ જાય છે. હે બાયલા! તારી મોહબતનો આજ મીઠાશ કે? આવોજ તારો પ્યાર કે? અરે જાગૃત થા, હજીબી તક છે. તારી તરફ જો, તારી મનમોહન માશુક તરફ જો—તેણીનાં દેલરૂબા દીદાર યાદ કર! હજી તો અરધી રાત છે તેટલાં શોર મચાવ. તે બંને બેમરવતોને પકડી પાડી આપણે બેહોરમત કરી શકીશું. હજી તેઓ ઘણાં દુર નહીં નીકલી ગયાં હોય. સુસ્તીના ખાબમાંથી અએ જવાન તું ઉલટ પકડી બીદાર થા. ચાલ, શીરીનના પીતા પાસે, મને શોર મચાવવામાં સહાય થા—તેના ખુદ ખાબગાહમાં ઘુસી જઇ તે બીનવાકેફ બુઢાને બીદાર કરી એ આફતની માહીતગારી આપ, અને આપણે સઘલાં એ રાત—ભાગી જોડાંની દુંબાલે પડતાં તેમને જરૂર પકડી પાડશું, ને તું શીરીન ને હું સરોપાવ પામીશું.

જંગાવે—(ઘણોજ ઉસ્કેરાઇ) શું એમ છે? ત્યારે મારે કબુલ છે દોસ્ત કેકસ. મને મારી શીરીન મેલવી આપ, ને હું જન્મ સુધી તારો ઉપકારી રેહેવશ.

કેકસ—તો તું ફર્યાદના પોકારો મચાવ. ખાબમાં પડેલાં સારાં શેહરને જગાડી મેલ.

કેકસ— } ફર્યાદ ! ચોર ! ચોર ! જાગો ! જાગો !
જંગાવે— } (બંને બુમ મારતા દોડી જાય છે.)

## પ્રવેશ ૨ જો.

### બેહરોઝનું ઘર.

[સુવાનો ઓરડો;—બેહરોઝ સુતેલો જણાય છે. અંદરથી ગડબડ સમજાય છે.]

બેહરોઝ—(જાગી ઉઠીને) અરે ! મારાં મકાનના સદાના શાંત દરવાજાપર આજે આવડી રાત્રે એ શું ગડબડ ? (કાંન દઈ સાંભળે છે.)

જંગાવે— } (અંદર) જાગો ! જાગો ! ચોર ! ચોર.
કેકસ— }

બેહરોઝ—(ઘભરાટથી ઉઠીને) શું દગો ? (એક બારી આગલ જઈ) એ કોણ બેઅદબો પોકારોથી આવી મોડી રાત્રે મારાં શાંત મકાન આગલ શોર મચાવાની હીંમત કરે છે?

જંગાવે—(અંદરથી) જાગ એ અભાગ્યા બાપ, તારૂં ઘર સંભાલ !

બેહરોઝ—અને એટલી નફટાઈથી મને જગાડીને સલાહ આપનાર તું કોણ તુંદ નાપેકાર છે ?

જંગાવે—(અંદરથી) બુજોર્ગ બેહરોઝ, દરવાજો ખોલ. હું જંગાવે—

બેહરોઝ—( ચીરડાઈને ) અએ બેમરવત પોર્યા, મારી દીકરીનો હાથ તું જેવા બીનઅકલીને માટે નથી એમ કેહેવાના બારમાં તું અત્રે આવી મારી ખાબગાહમાં ખલલ પોંહોંચાડી મારાં શાંત ઘરને જગાડવાની હીંમત ધારાવે છે, પણ તું જાંણ ઓ મુજી પોર્યા ! કે સહવારે હું તુંને એ તારી બદ ચાલની સજાએ પોંહોંચાડીશ.

કેકસ—(અંદરથી) અએ બુજોર્ગ બેહરોઝ ! તું જંગાવેને નાહક ઠપકો આપવામાં ભુલ કરે છે. તું બારણું ઉઘાડ કે અમો અંદર આવી ખુલાસો આપ્યે. ઉતાવલ કર, તારી બેટી ચોરાઈ ગઈ છે. હને લઈને પેલો જંગી ઝેબનેઝર નાહઠો છે.

બેહરોઝ—(ઘણા ધભરાટથી) હેં? શું? (ઝડપથી બારણું ઉઘાડેછે) અરે, આ કેવી ફજેતી? અએ બેઅદબો, તમારી પુઠે તાલેબંધ આટલાં બધાં અલફાતુ લોકોને તમારા પોકારોથી ધસડી લાવવાનો શો બાએસ? અઓમન શેહેરની ઉંઘ આજ રાત્રે કયાં જતી રેહી? માત્ર બેજ જણ અંદર આવો.

[ફેકસ ને જંગાવે અંદર આવે છે ને બેહરોઝ બારણું પાછું ધાંકે છે.]

જંગાવે—જા ઓ ઘરડા પીતા, તારી બેટીનો ઓરડો તપાશ. તે બેટીએ તારા બુઢાપાપર આગ લગાડી છે.

બેહરોઝ—(ધભરાતથી) શું મારી શીરીન? દીકરી શીરીન ઘરમાં નથી? કેમ બને તે?   (ધભરાટમાં જતો રેહે છે.)

ફેકસ—રફીક જંગાવે, અત્યાર સુધી તો સૌ આસાંન ઉતર્યું છે. આ બુઢો બેતાબ બની તારી જોડે તારી પ્યારી માશુકની ખોલમાં આવશે, પણ મારાથી તારી સાથે આવી શકાશે નહીં. મારી બતાવેલી રાહે તું એ બુઢાને લેઇ જજે એટલે આબાદ પત્તા હાથ લાગશે. હું આગલથી જાઉંછું. હજી હું તો એ મારા શત્રુ ઝેબનેઝરને આહાતો હોઉં એવુંજ દોલ કરીશ, માટે આગલ જઇ તેનાપર ફાટનાર વાદલની તેનો વ્હાલો થવા હું ખબર આપીશ, ને તેજ વેલાએ તે વધારે આગલ નીકલી નહીં જાય ને તમને વધતી મેહેનત નહીં પડે માટે તે જયાં હોય ત્યાં તેને રોકી રાખવાને હુ મેહેનત કરીશ. તમારે તુરત આવવું, ધીલ કરવી નહીં. કદાચ અત્યાર આગમચ વખત મલવે પાસેનાં એકાદ ગામડાંમાં તે ચંડાલો પરણી પણ ચુકયાં હોય, તોએ શું મુજાકો છે? નાહાસ ભાગના એ નેકા નારવા તરીકે સાબીટ કરી શકાશે, ને તું જરૂર એ તારી માશુક પામવાનો,—મારા બોલપર એતબાર રાખ.   (જતો રેહે છે.)

જંગાવે—હું તારો ઘણોજ અહેસાનમંદ છું, દોસ્ત ફેકશ. (સાંમે જોઇ-એકલો) ઓ! પણ પેલો બેહરોઝ ફીક મલતો અત્રે ધસ્યો આવેછે.

બેહરોઝ—(રડતો) નખ્ખોદ! નખ્ખોદ! ઓ ગુનેહગાર બેટી, એક સીહા એબલીસની પાપભરી મોહબતમાં બેતાબ બની તારા બાપના બુઢાપાપર આગ પાડી! (જહનુનથી) પણ હું તે તારા પાપી યારને ફાવવા દેનાર નથી. તે બેહયાને પકડી પાડી તારી આંખો આગલ જીવતો વેહેરાવી નાંખીશ ત્યારેજ મારો ખાર વલશે. રે દાનાવોનું કેહેવું છે કે દીકરી તો દુશ્મન

છે, તે મારા બાબમાં ખરેખરૂં છે. દુશ્મન આ જેહાંનનો—દુશ્મન પેલી જેહાંનનો કરડો અને કટ્ટો દુશ્મન છે!

જંગાવે—ભલા મર્દ, હવે વીલાપ કરવામાં દહાપણ નથી. રખશા તૈયાર કરાવ કે તે રાત-ભાગી ગુનેહગારોની દુંબાલે પડી આપણે આપણી ચુંગાલમાંથી તેમને બચી જતાં અટકાવી શકશું, અને તારી ચેહરેનમુન બેટીના ગુનેહગાર સાથીને પકડીને સહવાર પડતાં શાહ પસંગ પાસે ઉભો કરી તેની પાપની ફેજે પુગાડશું.

બેહરોઝ—(રડતો) હા, કોઇ પકડો, કોઇ પકડો તે સીહા એબલીસને! બેટા જંગાવે, તુંનેજ તે મારી બેટી તારાં માંગવા મુજબ નેકામાં નહીં આપવા કાજે હવે હું ખરેખર પસ્તાઉં છું. પણ (ઉઠીને) આલો, તૈયાર થાઓ, હજી શું મોડું થયું છે? નોકરો, (હાંક મારે છે) તુર! કાઉસ! સેલમ! વેગો; બલતી મસાલો લેવો, અને ચાલો કે તે પાપી જોડાંને પકડી બુઢાપામાં બાપને રૂસવા કરી તેનાં બુઢાં હાડને ધુજાવનાર નારવા બેટીઓને અને મારી બેટીના સાથી જેવા કરપીણ તેમના હીમાયતીઓને સજા કરી તેમની ફરજ શીખાડીએ.

[સઘલા ગભરાટમાં જતા રહે છે.]

---

## પ્રવેશ ૩ જો.

---

જેહાંબખ્શનું ઘર.

[શેહેરીયાર સુતેલો છે.]

શેહરીયાર—(ઉઠી, આંખ ચોલીને) યે? એ આજે મારી ઉંઘ કીધા જતી રેહેલી? કોઇહે પરણી બરણી ગયલી કે હું? આ આંખ મહલી મહલીને આગ્રા લહણ હરખી કરી મેલલી, ને લાલ બોટાં હરખી બની ગયલી, તોએ મને ઉંઘ કેમની આવેલી? હોને ઉંઘ આવતી ઓહે તેરે મને હું ધારે ખાયેલો? લે, ચાલ હુઇ જા. (સુવા કરે છે.) ના, ના, ના. આજે નિંદ્રા માતની માહી મરી ગએલી કે હું તે મને ઉંઘજ ની મરે. આજે રાત્રે છેક આઠેકને અમલે એનું હત્યાનાહ જાય જરા તરા આંખ વિંચાએલી, તે હમણાં મારાં જોતાં જોતામાં ને દેખતાં દેખત ચડબ દેતી કે ઉંઘડી ગએલી છેજની! મારા હેઠ જાહનમખરનો હું હુશીયાર, તે મને વરો હેટનો ઉકમ કેમકે હવારે હકારામાં ઉઠવું, ને ઘેરનું

કામકાજ કરી જેરે હેટ ભાલા બરછી લેઇ રાજાહે લડવા જાય તેરે અમો હેટના હેટબી લગરીક બરડો નાંખીએ, ને બરડો નાંખીએ તો લગરીક ટોપચ્યાં મીંચાએ ખરાં, પણ તે તે હું કાંઇ ઉંઘ? મારો હેટ મને ગામ-ડીયો ગમાર કીએ, હા! (હસે છે) હી—હી—હી! યે! પણ એ આજે હેરમાં છે હું? આ એમન હેરમાં આવડી ગરબડ કે રાતે થતી હતી? મારા જેવા મોટા હેટ હાઉકારોની ઉંઘ જાય તેની તો કોઇ હુદ્ધ રાખતુંજ ની દેહું તો! [બારણું ઠોકાય છે.]

હેં લ! એ વરી કોણ? (મોટે) એ કોણ છે રે?

**પારસ**—(અંદરથી) કોઇ નહીં, બારણું ઉંઘાડ.

**શેહરીયાર**—(ખીચ પાડી) હું "કોઇ નહીં બારણું ઉંઘાડ!" બારણું ઠોકતો જાય, બારણું ઉંઘડાવતો જાય, ને વરી કેહતો જાય જે કોઇ ની મરે! બોલતાં કીફાથી હીખી આવેલો? કોઇ ની મરે તો બા-રણું ઠોકે-કોણ?

**પારસ**—(અંદરથી) અરે અરે એ તો હું છું, ઉંઘાડની!

**શેહરીયાર**—હું તું છે? તું છે તે તો હુંબી જાંણું, ને તુંબી જાંણે, પણ તું કોણ, તારૂં નામ હું? તારા બાપનું નામ હું ને તેના બાપના બાપનુંબી નામ હું તે કેહતો આવ!

**પારસ**—(અંદરથી) અરે બાપુ તે સોને તું નહીં ઓલખે, ઉઘાડ!

**શેહરીયાર**—અરે પણ જોની ઓરખું તો તો તું ઇફા આવેલોજ હું ધકેલો ખાવા? જા, જા, નીકલ, ની ઉંઘાડવાનો.

**પારસ**—(અંદરથી) અરરર, મને વખત થાય છે તો!

**શેહરીયાર**—ઓ હો હો હો! હેટ તો ઘોડે ચઢીને આવેલા દેહું! ગામમાં પેહવાના હાંહાં તાંહાં વરી પટેલને ઇફા ભાઇનેઉં નાં પાણી! એ મારા ભાઇ આંધલીનાં ઉઠને અંદર આવવાની વાત ની મરેછે ને હાંપો દમ મારે!

**પારસ**—(અંદરથી) કેમ રે એ ગમાડ ઉંઘાડે છે કે ચાલી જાઉ?

**શેહરીયાર**—હેં હેં હેં, એનું હત્યાનાહ થાય ચાલી જાય તો હાંપો રહત્તો! યાં પારબાર કરે છે કે હું?—પણ હજુર, બોલ તારૂં નામ હું?

**પારસ**—(અંદરથી) પારસ.

**શેહરીયાર**—(ખુબ હસીને) હું? પારખ! લે, એણાનું નનામું નામબી વલી પારખ દેહું! પણ જોરે એ પારખ તપાહજે હો! પણ હ-

ખુર તું અંદર આવ (બારણું ઉઘાડવા જાય છે.) અરે અરે પણ થોભ, હું મારો ઓલ્યો હોટો લાવીને તું પારખને પારખું. (એક ખુંણાંમાંથી એક લાંબી મોટી લાકડી લે છે ને બારણું ઉઘાડે છે) ચાલ આવ જોઉં કે તું કોણ પારખ છે.

પારસ—(ચીરડાઇને) કેટલો વાર બાહેર ઠંડીમાં ખોટી કર્યા કીધો, દેવાના?

શેહરીયાર—લે! મને વરી માહે લીધો તેરે તાર વાઇ આવેલી! પણ આ હોટાથી માંગહે તેટલી ગરમી આપા જો, હા!

પારસ—ચાલ, વારૂ બોલ વેહેલો, તારો શેઠ કોણ?

શેહરીયાર—કાં, હું કામ છે?

પારસ—કામ તારી સાથે નથી, તારા શેઠ સાથે છે.

શેહરીયાર—તો હું તે મારા હેઠનો હેટ છઉં, હઉવે!

પારસ—શેઠનો શેઠ, એટલે?

શેહરીયાર—એટલે તે તું પારખ છે તો પારખની?

પારસ—અરે ભાઇ મારૂં નામ પારખ નહીં, પારસ. જો પા-ર-સ.

શેહરીયાર—હં: હં: પારહ.

પારસ—અરે પારહ નહીં પારસ.

શેહરીયાર—તે વલી ઉં તે હું બોલેલા જે? પારહ.

પારસ—(ખીજવાઇને) અરે હ નહીં, સ!

શેહરીયાર—તે વલી હતતો, ઉં હું કહું જે.

પારસ—(મનસે) મુવો તું! (મોટે) પણ વારૂ તારા શેઠનું નામ શું?

શેહરીયાર—જાંહાંનમખર.

પારસ—શું?

શેહરીયાર—જાંહાંનમખર.

પારસ—(હસીને) અરે જાંહાંનમખર નહીં, જેહાંબખશ.

શેહરીયાર—તે વલી તેરે મેં હું કીપેલું જે?

પારસ—પણ વારૂં એ તારો શેઠ તે પેલા ગ્રેબનેઅરની હાથ નીચેનો અમ્એમનનો સરદાર તેજની?

શેહરીયાર—હવે, પણ તેમાં તારૂં હું જે?

પારસ—(ઉતાવલથી) ને તારી બાઇનું નામ શું?

શેહરીયાર—(ચીરડાઇ તેનાં આંગપર જઇને) એ, એ ! માનું હમાલ, નહીં તો આ પેટમાં ધચ દઇને ધોંચી જો લાખ્ખા કનો તો—મેં વલી મારા હેટનું નામ કેવાની તારાપર મેહરબાંની કરેલી તો વલી બાઇનુંબી નામ પુછવા પડેલો કે ? બ્યપડેલા પગ ગલીચા હુધી હું જે ? મારી બાઇનાં નામ હાતે તુંને કામ હું ? મારી બાઇ હાત એમ કરીને પરણી બરણી જવા આવેલો કે હું ?

પારસ—અરે બાપુ તું મારૂં—

શેહરીયાર—અરે એ અરભંગ, બાપુ—બાપુ હું કરીઆ કરે ? મારૂં નામ કાંઇ બાપુ ની છે, હું તો હેરીયાર છું.

પારસ—વારૂં શેહરીયાર તો શેહરીયાર, પણ જા જલદી તું તારા શેઠને જગાડી લાવ.

શેહરીયાર—કાં ? તું જાગેલો, હું જાગેલો તથી મારો હેટબી જાગે કે હું ? અરે જા–જા–જા !

પારસ—જો એમ આવ. તારા શેઠને જગાડવાની જરૂર છે. તને જઇને કેહ કે રૂસ્તમ જંગી જે તમારો પુરાંનો રફીક છે તે તમને મલવા માંગે છે.

શેહરીયાર—હું ? હું ? રૂતમ જંગલી જે પુણાનો હકીમ છે તે મરવા માંગે ? હારૂં ! તેની હાતે મારા હેટને હું કાંમ જે ? ને હેટને નીં તો પછી મને હું કાંમજે ? ને મને ની તો તુંને હું, ને તુંને નીં તો તેને હું કામજે ?

પારસ—અરે તું સમજયો નથી યાર.

શેહરીયાર—(ખીજવાઇને) યાર ! એટલે, એ કાં મરે ! છેક ફાતેલો કે ! યાર કોણને કે ?? (મારવા જાય છે.)

જેહાંબખ્શ—(અંદરથી) શેહરીયાર !

શેહરી—(ચોંકીને) આવેલો હાબ. જોયું ! હેટે હાંક મારેલા ! તારી ગરબડ કાંઇ ઓછી ? હું તુંને એક પુછું તેનો તું તરતર હતર જવાબ આપીને ઉભો રીએ, ને મારા હેટની તેં ઉંઘ લીધેલી. (જતા જતા) પણ ઉભો રેહેજે, જો જતો ના. (જતો રેહે છે.)

પારસ—(એકલો) કેવો બીનઅકલી નોકર ! એના શેઠને શું મારા શેઠની પેઠે મારા જેવા ચંચલ નોકરો નહીં મલતા હશે કે એના જેવા અનાડી, ગમાડ નોકરોસે કામ પાડે છે ? પણ વલી મારા શેઠને પોતાનાં

વતનથી હ્યાં આવવાનું શું કાંમ પડયું હશે? અને રાતોરાત આવી પોંહોં-ચતાંનેવાર ઉતારખાનાંમાંથી શાહની દરબારમાં કાંઇ ગડબડ છે જાંણી જે-હાંબખ્શ બી જાગતો હશે એવું અનુમાંન કરી આ મને રાતોરાત રૂકો પોંહોંચાડવા શાંનો મોકલ્યો છે? (જેહાંબખ્શ અને શેહેરીયાર આવે છે.)

શેહરીયાર—હારે હાબ, મેં તો ના કીયેલું, કાલાવાલા કરીને, હમ-જાવી પટાવી, પગે હાથે લાગી, ભાઇ બાપો કરીને ના કીએલું, પણ ઓટલા પર ચોંટી ગીએલા કે હું તે હઠ્યોજ નહીં.

જેહાંબખ્શ—(પારસને) તું કોણ છે રે?

પારસ—(નમીને) સરદાર સાહેબ, તમારા પુરાના રફીક રૂસ્તમ જંગીએ આ રૂકો આપ્યો છે.

જેહાંબખ્શ—રૂકો? અત્યારે? (વાંચે છે.)

"રફીક જેહાંબખશ, હું આવતી સહવારના પોહોરમાં કાંઇક અતી જરૂરના કાંમસર તુંને મલવા આવનાર છું. મેહરબાંની કરી મને ભેટવા ઘરમાંજ રેહેજે.

લા૦ બેરાદર રૂસ્તમ જંગી.

(વિચાર કરીને) ઠીક છે, જા, કેહજે કે હું તાહરી રાહ જોઇશ. (પારસ નમીને જાય છે. એકલો) આ રૂસ્તમની મુલાકાત પાપભરી છે. પરણેલા દોસ્તોને કુંવારા દોસ્તો વારે વારે ઝેરી સરપની પેંઠે નડે છે. મને રૂસ્તમની પરણ્યા પછી મારી બાયડીની સંભાલ રાખતાં કંતાલવું પડે છે. આ મતલબ હું પાંમી ગયો છું. એ નાપેકાર મારી મુલાકાતને મસે મારી પરીબાંનુંને જોવા આવનાર છે, અને જે વગર બોલાવવે આવ્યો તે નફટાઇથી એકદમ હ્યાંથી જનાર નથી. પણ કાંઇબી તાલ તલાવતથી જ-લદીથી એને હ્યાંથી કાઢવોજ પડશે. અમારી અસલી મિત્રાઇને લીધે એનીસે બગાડ કરવો તો પાલવશેજ નહીં, પણ એ નાપેકાર જયાંવેર હ્યાં રેહેશે ત્યાંવેર મારી પરીન તેની નજરે નહીં પડે એવી મને ગોઠવણ રાખ-વી પડશે. (પરીબાંનું આવે છે.)

જેહાંબખ્શ—પ્યારી પરીન, મારી મરજી છે કે કાલે સહવારે તું તારા ઓરડામાંજ રેહે.

પરીબાંનું—અને એવી કઢંગી મરજી બતાવી મને કેદ કરવાનું કાંઇ કારણ?

જેહાંબખ્શ—હા વ્હાલી, કાલે મને એક જન મલવા આવનાર છે, ને હું ઇચ્છતો નથી કે તું તેની—

**પરીબાંનુ**—નજરે પડું ? વાહ, શાબાશ ! ત્યારે તો તે કોઇ ઓરત હોવી જોઇએ.

**જેહાંબખ્શ**—નહીં વ્હાલી, તું મારી ઇમાનદારીપર શક ના લાવ. હું કસમ ખાઉછું કે તે ઓરત નથી.

**પરીબાંનુ**—ત્યારે તો તે કોઇ મર્દ હશે, ને રખેને હું તેનાસે પ્યારમાં પડું તેની તમને ધાસ્તી લાગતી હશે. હા, આએ શું તેજ ! હવે છુપાવાની શું કાંમ કોશેશ કરો છો ? અરે વાહરે બેવિશ્વાસુ અદેખા ખાવંદ ! પણ કાંઇ નહીં, જયારે મારી ઇમાનદારીપર એવો નહીં છાજતો શક લાવી તેં મને અપમાંન પોહોંચાડવાનું કીધુંછે, ત્યારે તો હુંબી તો ખરી કે જેમ બને તેમ તે તારા દોસ્તસે હસી ખુશીની વાતો કરૂં. પણ વારૂં શું તે જવાંમર્દ છે ?

**જેહાંબખ્શ**—(ચિંતાથી) હા.

**પરીબાંનુ**—ખુશચેહર ?

**જેહાંબખ્શ**—કમનસીબે વલી હા.

**પરીબાંનુ**—ત્યારે તો તે જવાનનું મીઠું નામ ?

**જેહાંબખ્શ**—(ધભરાઇને) નામ, અં: નામ-(ધભરાટમાં હાથમાંની ચીઠી ગજવામાં મુકવા જાય છે, ને તે પડી જાય છે જેની તેને ખબર રેહેતી નથી,-મેહર તે ચીઠી પછવાડેથી ઉંચકી લેઇ નામ વાંચી લે છે.) નામ-તેનું નામ સોહરાબ; તું તેને નહીં ઓલખે.

**પરીબાંનુ**—(હસીને) છટ, તમો છુપાવો છો. હું તેને સારી રવેશે ઓલખું છું. તે તો મારો બચગીનો દોસ્ત થાય, ને તેનું ખરૂં નામ તો રૂસ્તમ જંગી છે.

**જેહાંબખ્શ**—(ધભરાઇને) કમબખ્તી ! (મોટે) અરે એ બધું તે કયાંથી જાંણ્યું પરીન ?

**પરીબાંનુ**—કહ્યુંની કે તે મારો બચગીનો ખેરખાહ થાય ? પણ પ્યારા જેહાંબખ્શ, તમારી જવાંમર્દી ને સરદાર તરીકેનાં જોર ઉપર એક ઓરતની બેવફાઇથી આટલા બાયલા બની તમને બીહીતા જોઇ મને હસવું આવે છે. (ધંભીરતાથી) લે પ્યારા જેહાંબખ્શ, હયાં મારો કોલ છે. મારી મોહબત ને મારો પ્યારો એકજ છે, ને તે એક તે તુંજ છે. મને બીજા કોઇસે કશું કામ નથી. તારા પ્યારમાં હું સુખી છું, માટે આ તારી અદેખાઇને તું બેફીકર દાબી નાંખ. પોતાની ઓરતની

પાકદામાન ઉપર વગર પાયે શકમંદ નજરે જોવું એ તેને બેવફા જાંણી જોઇ બનવા કેહેવા સરખું છે. પેલા તારા દોસ્તની તું કાંઇ ફકર ના રાખ, ને જો તે એટલો બેઅદબ છે તો મારી સામે તે એક ઘડીબી ટકી શકનાર નથી.

જેહાંબખશ--(ખુશહાલીથી) આફરીન ! આફરીન ! પણ તે બેઅદબને નહસાડવાને તું શું ઉપાય લેશે, વ્હાલી ?

પરીબાંનું—તે સઘલું તું મને સોંપ. તું મારી ગોઠવણની વચ્ચે ન આવતો, અને તું જોશે કે વગર અગત્યે સુખી ધણી ધણીઆંણીની શાંતી વચ્ચે આવીને માંથું મારનાર તેના સરખા બેઅદબને હું ચમટો તોડી જરૂર એક અચ્છો ધડો શીખવીશ. (એક હલકારો આવે છે.)

હલકારો—નામવર સરદાર, શાહ પમંગને રાતો રાત જંગી ઝેબનેઝરનું કામ પડી આવ્યું છે, પણ સારાં શેહરમાં ખોલ કરતાં તે કેહેથી મલી આવતો નથી, માટે તે નામવરે દરબાર ભરી તમને તુરત ત્યાં બોલાવી લાવવા મને ફરમાવ્યું છે.

જેહાંબખશ--શાહની ખીદમતમાં મારૂં સર મોજુદ છે--હું આવુંછું. (જાય છે.)

---

# પ્રવેશ ૪ થો.

---

### દસ્તુર દીન્યારનાં ઘરનો બાગ.

(શીરીન ગાતી દાખલ થાય છે.)

### ગાયણ.

"મયે તો શાહજાદેકુ ઢુંડન"—એ રાહ.

અહો કુદરત કીરતાર ન્યારીરે.
ન્યારી કુદરત તાજે ભારી આભારી,
અહો કુદરત કીરતાર ન્યારી.
દયા દીલ લાવી—મેહર વરસાવી,
કાજ આદમ નીરંકારીરે,
અહો કુદરત કીરતાર ન્યારી.
સર ઝોંહકાવી—શીશ નમાવી,
કબજ કરે કર કારી રે.—અહો૦

(ઝેબનેઝર ગીત પુરૂં થવા બાદ હસ્તો દાખેલ થાય છે.)

**ઝેબનેઝર**—ાડ માને છે મારી વ્હાલી શીરીન તે પાક પરવરનો ? હું પણ તારી સેતાયશમાં સામેલ છું. આ ભલા દસ્તુર દીન્યારનાં પાકી-જેહ મકાનમાં તું વ્હાલીસે નેકાના પાક બંધથી બંધાવા પછી હું પણ તે ખાવંદની દરગાહમાં તેણે આપણને આપેલી રહેમદીલભરી યારી માટે તેનો આભાર માનવાનેજ તુંથી જુદો થયો હતો.

**શીરીન**—હા, મારા ખાવંદ. આ પરહેજગાર દસ્તુર દીન્યારે રસ્તે આ પણી ખરી હકીકત સાંભલી લઇ આપણને પોતાના પાક મકાંનનો આસરો આ પ્યો એટલુંજ નહીં, પણ પોતાનાં—પોતાના જેવાંજ નેક કેરદાર બેશીઓની રૂબરૂ તે દાદગરને હાજેર નાજેર જાંણી રાતો રાત આપણા નેકા કરી આપી છેક બોતન શેહેર સુધી જવાની આપણી મુશકેલીયતભરી જંજાલનો અટકાવ કીધો, એ સઘલામાં તે કરીમેકારસાજનો ભેદી અને છુપો હાથ છે એ દીસ્તુંજ છે, અને——

**ઝેબનેઝર**—અને હવે સહવાર પડતાં તારા પીતા પાસે આપણે પગે પડવા જઇશું, તેટલાં મારી વ્હાલી મારી ખાહેશ છે કે તું આરામ કરવા જા આજની રાતની સઘલી જંજાલ તું સરખી નબલી નારને માટે જોઇએ તે કરતાં ઘણી વધારે છે, અને તને હવે આરાંમ લેવાની ઘણી અગત્ય છે માટે—પણ અરે, આ સામેથી ધસ્યો કોણ આવેછે ? (જોઇને) કોણ, કેકસ ! (અચરતીથી) મારો વિશ્વાસુ કેકસ હ્યાં ? (કેકસ આવે છે.)

**કેકસ**—નામવર સરદાર, તારા એકાંતવાસમાં ખલલ પોહોંચાડવા ખાતેર હું શરમીંદો છું.

**ઝેબનેઝર**—વફાદાર કેકસ, તને દરગુજર ચાહવાની કશી જરૂર નથી. હું જયાંમી હોઉં ત્યાં તને ગમે તે વખતે આવવાને છુટ છે. તું ભલે આવ્યો છે. પણ રાતનો મીઠો આરામ છોડી હ્યાં તારૂં અચબુચ કેમ આવવું થયું ?

**કેકસ**—અફસોસ ! અએ ભલા સરદાર, હું મારાં કમનસીબે મહા બુરી ખબરનો લાવનાર છું. શેહેરે અએમનમાં શોર મચી રહ્યો છે, ને શું નાહનાં કે મોટાં સરવે દીવસ હોય તેમ ખાબથી બીદાર થયાં છે, અને તારી ધરપકડની બોલ ચાલે છે. (શીરીનને નમીને) આ ખુબચેહર ખાં-નુના બીતાએ મોટું રમખાંણુ મચાવ્યું છે. ખબર પડતી નથી કે કોણ બુરાએ તારાં અત્રે પધારવાની તે બુજોગને જાંણ કીધી છે.

**શીરીન**—(ગભરાટથી ઝેબનેઝરને વલગીને) ઓ આફત ! ઝેબનેઝર,

મારા ખાવંદ આ નવા શરૂ થતા સેતમનું સેવટ શું આવશે? ઓ! મને તેનો ખ્યાલ કરતાંજ ધ્રુજરાં છુટે છે.

**ઝેબનેઝર**—(ધીરજ આપીને) તું નીર્ભય રેહે મારી દેલરૂબા. સેવટ સારૂંજ આવશે.

**કેકસ**—નાહસી જા, અએ જંગી સરદાર, આ ભલી બાંનુના બચાવ ખાતેર અને તારી હોરમત તથા જાંનને ખાતેર એ બાંનુને લેઇને હયાંથી તુરત નાહસી જા. તુંને અત્રેથી ચેતાવીને નહસાડી મેલવા ખાતેરજ મને ખબર પડતાં તેઓ પેહેલાં હું અત્રે તને ખબર કરવા દોડી આવ્યો છું.

**ઝેબનેઝર**—(લગાર ગુસ્સાથી) કેકસ, આ તારી હીચકારી સલાહ મને શરમાવે છે. શીરીનનો પીતા તો શું પણ આખું અએમન શેહર એક થઇ અત્રે ધસી આવે તોપણ હું અત્રેથી હવે હડનાર નથી. અમો વચ્ચે બંધાઇ ચુકેલા પાક નેકાનો ગાંઠ કોઇથીબી હવે તોડી શકાવાનો નથી.

**શીરીન**—જ્યાં મોહબત પાક અને સાફ છે, જ્યાં યકીન એક અને સાચ્ચું છે ત્યાં તે પાક કરીમેકારસાજની યારી છે. મારા ખાવંદ, તું કશી ફીકર કરતો ના. એ મારા ઘરડા બાપને હું પ્યારથી સમજાવી લેવશ.

**ઝેબનેઝર**—(સાંમે જોઇ) પણ ઓહો! આ શું? આ સાંમે રોશનોની દીપક શાંની? આ તો સઘલી બલતી મસાલો છે! હા, આ શું, વ્હાલી શીરીન, તારો પેદરજ અત્રે ધસ્યો આવે છે, પણ ચીંતા નહીં. તું અત્રે ના રેહે. જા ઓ જીગરના હાર, તું દસ્તુર દીન્યારને ત્યાં તેની નેક બાંહ ઓરત આગલ નચીંતે અંદર જઇ બેસ.

**શીરીન**—હું તાબે છું મારા ખાવંદ, ખુદા આપણા નેકા પછી તુરત ઘેરાયલાં આ આફતનાં વાદલને આસાંનીથી વીખેરી નાંખો! (જાયછે)

**ઝેબનેઝર**—ભલા કેકસ, અગર આ બેમરવત લોકોસે મને બાહારો બાહેર તુરત અએમન શેહર હમણાં પાછું વલવું પડે તો મારી મોહરદારને તું પછવાડેથી ધીરજ આપતો ધીરે રેહીને લેઇ આવજે. એ બાંનું હમણાંજ મુસાફરીની રંજથી લગાર ફરાગત પાંમીછે તેટલાં તેણીને તુરત પાછી લેઇ જવી સારૂં નથી, માટે તેણીને મારી પેઠે બાહોરમત લાવવાનું કામ હું તને સોપું છું.

**કેકસ**—(નમીને) હું તારો કમીનો ફરમાનબરદાર છું, નામવર સરદાર. (મનસે) હા! એ મારાપર વિશ્વાસ રાખેછે તે વિશ્વાસજ મને કામ આવશે. તે વિશ્વાસથીજ એના પેટમાં ભરાઇ તક ફાવવે એને સપાટામાં લાવીશ.

[બલતી મસાલો સહીત બેહરોઝ, જંગાવે તથા બીજાં કેટલાંક માણસો આવેછે.[

બેહરોઝ—(ઘણા ગુસ્સાથી) કેમરે અએ આદમરૂપી એબલીસ અને ચોર, મારી જીંદગીની આશા ને જીવની જોત એકની એક બેટીને ચોરી લઇ આવી તું નાપેકાર શું હ્યાં સુખે ભરાઇ બેસવાનો હતો? ના, તું પીલતન સરખો જોરેમંદ હશે તોપણ જાંણ કે એક જખમી થયલા બાપની બલતી ખફગી સામે તું જીનહાર ટકી શકનાર નથી.

ઝેબનેઝર—ખામોશ, અએ બુજોર્ગ ગ્રહસ્થ, મારાં કૌવત ઉપર હું કોઇ રીતે મુસ્તાક નથી. અએ પેદર, તારી ખફગીની નહીં પણ તારા જમાઇ–બેટા તરીકે હું તો હવે તારા આશીરવાદ ચાહવા અત્રે ઉભો છું.

બેહરોઝ—(ઘણોજ ખીજવાઇને) આશીરવાદ? પાક બેહયાઇ! અએ રૂપે અને કરમે દેવ સરીખા બદ દયાનતી મર્દ, તં જેવા નાપેકર ઉપર મારી ચેહરેનમુન બેટી જાંનફેશાંની કરે એ હું હરગીઝ માનનાર નહીં. તુંએ તારાં કાંઇ જાદુઇ એલમના જોરે મારી એ ફુલ સરખી બેટીનું ગુલબદન હરી લીધું છે એવો મારો ખ્યાલ છે, (માણસોને) માટે અએ મારા વિશ્વાસુઓ જોયા શું કરો છો? એક લુટાયલા બાપના બલતાં જીગ-રના ધગધગતા અંગારની આગ થોડી ઘણીબી સધ્યારાથી કમી કરવા એ નાપેકારને એકદમ પકડી કેદ કરો.

ઝેબનેઝર—(ગુસ્સાથી) શું? મારી માયા ભરી મીનતજારીઓનું આવું શરમભરેલું પરીણામ? (તલવાર ખેંચી) કોણ નાપેકાર પોતાના જીવના જોખમે એક પગલુંબી આગલ વધવાને તાકાત ધરાવે છે? એક લાભી બાપની આપખુદ અને એકલપેટી મુર્ખાઈ તો શું પણ આખાં અએમન શેહરની કુલે વસ્તી એક થતાં પણ તે મારી મેહબુબ તરફની મારી મોહ-બતને એક બાલ બરાબર દગાવી શકનાર નથી. (નરમ પડીને) પણ બેહ-રોઝ, એક બેટાની આંખે હજીબી હું તારા તરફ તુંને બાપ સમજી જોઇ ગુઠણપર પડી (પડે છે) માંગું છું કે તું તારો વગર અગત્યનો ખોફ સમાવ, અને અમારાં જોડાંને આશીરવાદ દે.

બેહેરોઝ—ચુપ રૈહે, અએ જબાંદરાજ જાદુગર! (માણસોને) કેમ? કોઇજ એ બેહયાને હાથ કરવાની હામ ચલાવતા નથી? આએજ તમારૂં ઇરાંની તોખમદાર કૌવત કે? અએ ડીચકારા જવાને, આ તમારી નામ-દીપર જીનતગુજીન પેહલવાન ઇરાંનીઓનાં રૂહબી કમકમતાં હશે! અરે, એક નાતવાંન બાપની યારીએ પોંહાંચનાર આટલા બધાઓમાંથી શું કોઇજ

નથી? સહવારે એ મુજીને શાહ પસંગ પાસે ઉભો કરૂં તેટલાં એને પકડીને સલાંમતી ભરી જગાએ કેદ રાખનાર કોઇજ શુરો જવાન નથી!

ઝેબનેઝર—તેવા જવાનની કશી જરૂર નથી. અગર તારી મકસદ મને નામવર શાહ પસંગ આગલ ઉભો કરવાનીજ છે તો સહવારે ત્યાં હાજેર થવાને આ મારી તલવાર અને મારી હોરમતના કસમ સાથે હું પોતેજ ખુશીથી કબુલ કરૂં છું.

જંગાવે—અરે પણ આ સામે શું? એ આ બીજું કોણ ધસ્યું આવે છે?

[જેહાંબખ્શ કેટલાક સિપાઇઓ જોડે બલતી મસાલો સાથે દાખલ થાય છે.]

જેહુાંબખ્શ—(હાજેર થતાં આજુ બાજુ જોઇ ઝેબનેઝર આગલ જઇ) નામવર સરદાર, હું તારીજ ખોલમાં નીકલ્યો છું. માહતમકોહના નાપેકાર પોલાદવંદે આપણાં શેહરની શાંતીમાં વલી ખલલ પોંહોંચાડવાનો કસ્દ કરેલો જણાયો છે, માટે સહવારના પોહોરમાં આફતાબ તલુ થતાંજ વગર ધીલે તુંને તેની સામે અત્રેથી રવાના કરવાનો નામવર શાહનો એરાદો છે, તેથી રાતોરાત દરબાર ભરી તું જયાંબી હોય ત્યાંથી તુંને ધુંડી કાઢી લેઇ આવવાનું કામ મને સપુરદ કરવામાં આવ્યું છે.

ઝેબનેઝર—હું સમજયો, હું તુરત આવું છું (કેકસને બાજુએ) કેકસ, મારૂં ફરમાન યાદ છે? જોજે હો, મારાં કામમાં મારૂં ધ્યાન નથી, એ મારી દેલરૂબા નારની જીંદગીમાં મારી જીંદગી છે, માટે એના એક બાલને અલવલ પોંહોંચી તો તારૂં તન તેજ ઘડીએ તારાં શીરથી એક ઝટકે જુદું કરવાને હું જરાબી અચકીશ નહીં. (કેકશ નમે છે.)

બેહરોઝ—(ખુશાલીથી) શું એમ છે! ત્યારે તો હું પણ આવું છું શાહની દરબારમાં. મારી ફરીયાદ કાંઇ ઓછું વજન ધરાવતી નથી, અને તે અત્યારેજ શાંભલવાને મને મનાઇ થશે નહીં. ચાલો મારા દોસ્તો.

[કેકસ સિવાય બધા જાય છે.]

કેકસ—(એકલો—જતો જતો) ચાલો એબી ઠીક છે. મેં ધાર્યું તેમ જંજીરે જકડાઇને નહીં, કુંવારાપણમાં નહીં, પણ સાહેબશોખ અને પરણ્યા પછીબી એ દેખીતી રીતે એક બંધવા તરકિ શાહ પાસે ચાલ્યો ખરો, ને પસંગ બેહરોઝને એક બુજોર્ગ દરબારી તરીકે ઘણો ચાહીને માન આપેછે, માટે એ મારા શત્રુની ગરદન જલ્લાદને હાથ જવા વિના રેહેનાર નથી. મને શીરીનને ધીરે ધીરે લાવવા કહ્યું છે, પણ તેણીને અંદર જઇ આપણે

એવી ગભરાવશું કે તે જીવ નાંખતી જવા માંગશે. ને આપણુનેબી ઉતાવલ છે એટલે સૌ સારૂંજ થશે. જલદી જઈને જરા જોઇએ તો ખરા કે શાહની દરબારે એ મારા નામદાર ને વગદાર શત્રુની ફજેતીના વાવટા કેવાક ઉડી રેહે છે. (જતો રેહે છે.)

---

## પ્રવેશ ૫ મો.

---

### શાહા પસંગની દરબાર.—મધ્ય રાતનો વખત.

[ભારે રોશનીઓથી દીપતી દબદબાભરી દરબારમાં શાહા પસંગ વચ્ચો વચમાં એક ઉંચા જરીન તખ્તપર બિરાજેલો નજરે પડે છે—આજુ બાજુ દરબારીઓ છે—રામસગરો નાચ સાથ ગાયણ ચલાવે છે—સાહેલીઓ શરાબ ફેરવે છે.]

### ગાયણ

"હું તો મુનસી કહેવાઉ"—એ રાહ.

માનો શાહ એ હરદમ,
ગાયણે તો દુર થાય ગમરે—માનો.
ગાયણે તો ગમી જમી કમી જરૂર થાએરે,
બેતાબી બેચેની શાંત સમરે.—માંનો.
ગાયણ એતો અકશીર દવા—હસ્તાંને આરામરે,
ગાયણે તો રૂઝે ઘા જખમરે—માંનો.
ગાયણ એ તો સુખશાંતી—સંતાપનું નીવારણરે,
ગાયણે તો આજોડાઇ કમરે—માંનો.

**પસંગ**—(ગાયણ પુરૂ થતાં) બસ બસ અએ ખુશચેહેર રામશગરો, તમારા એજમતી હોનરની પુરેપુરી અસર અમારાં ખાબથી બેતાબ થએલાં મનપર થઇ ચુકી છે. અએ ચેહરે નમુન નાજનીનો, અરધા ખાબથી બેદાર થઇ બેદીલ હાલે અમો રાજકીય કારોબારની જરૂરે અત્રે આવી બેઠા તે બેતાબી તમારા શીરીન હલકની ખુદાઇ અસરથી દુર થઇ અમારાં મન ખુશીથી તર થયાં છે. ખરેજ, ગાયણ! ગાયણુ! તે કીરતારની આદમ ઉપર થએલી કુલે બેમુલી બક્ષેશોમાં એ ખરી 'બુલંદ, ખરી બેહેત્તર બક્ષેશ છે, નિર્ધન કે ધનવાંન, રંક કે રાય, સુખી કે દુઃખી, સુમ કે સખી, સદગુણી કે દુર્ગુણી, પાક કે પાપી સર્વ સર્વ, સઘલી દુન્યાનાં સઘલાં લોકોને, ભમતાં અહેવાંનો ને ઉડતાં પંખેરાંઓને, જીણાં જીવજં-

તુઓ અને સૌને માટે ગાયણમાં એક એજમતી મીઠાશ ને અજબ અસર સમાઇ રહી છે. ગાયણ તે દર્દીની દવા છે, અસંતોષીને આરામ છે, દુઃખીને રાહત છે, આલસુને ઉદ્યમ છે, સુખીને સંતોષ છે, નારવાઓને નશીયત છે, અને સંકટમાં સખ્યારો છે. એ હોનરને ખુદાઇ ગણવામાં આવે છે અને તે ખરૂંજ છે, કેમકે ખુદાઇ છે માટેજ તેનાં પેદા કરેલાં પ્રાણીઓ શું આદમ કે પશુ, પરંદાં કે પંખેરાં સર્વ વચ્ચે તે બેહુત્તર અને બુલંદ છે. આજે જયારે મારી રાંક રૈયત સુખની ઉંઘે ઉંઘતી હશે, ત્યારે અએ મારા દાંનેશમંદ દરબારીઓ રાજની ખટપટે આપણને અધુરે જગાડી અત્રે રોકયા છે! રાજની ખટપટ ને રાજાની ચિંતા ન્યારી છે. તાજ પેહેડેલું માંથું ધારવામાં આવે છે તેટલું સુખી ને ચિંતાથી મોકલું નથી. કહે વઝીર, તું કોણને સુખી માંનેછે?

**વઝીર**—(ઉઠી–નમીને) અએ દાનેશમંદ અને દુરઅંદેશ શાહ, દુન્યાના સાધારણ કાયદાથી ઉલટી રીતે અને ખરી આંખે જોતાં કહીએ તો રાસ્ત છે કે એક શેહનશાહ કરતાં ગરીબ વધારે સુખી છે, પણ તાબી સરીયતપનાહ શાહ, તારા અદલ ઇનસાફ વચ્ચે તું નામવર સુખને ઓછો લાયક નથી, અને તેમ ઓછો સુખી પણ નથી.

**પસંગ**—ખરૂં છે, અને તોપણ દાનાવો લખી જાય છે કે સુખ પૈસા નથી. સુખ ગરીબાઇ છે. ગરીબાઈ સંતોષ છે. જેઓને લુટાવાની ચોરાવાની, કે બીજાંને પોતાથી સરસ થઇ જવા વગેરે જેવી કશી ધાસ્તીઓ નથી તેઓ ગરીબાઇ વચ્ચે જો સંતોખી રહે તો સુખી છે. જયારે મારી ગરીબ રૈયતમાંના કેટલાક વિના પોશાકે ઠંડીથી ઠઠરતા હાલે અને કઠણ પથરા અને કાંટા કંટારીઓ વચ્ચે પણ સુખની નીંદથી ઉંઘતા હશે, ત્યારે આપણે માથે તાજ પેહેડી મને રાજની ચિંતા વસાવી ઉંઘનો પ્યારો આરામ તજી અત્રે બેઠા છીએ એજ શું બતાવે છે?

**વઝીર**—અએ નેકકેરદાર શાહ, એ તારી રૈયત તરફના તારા ખરા ચાહ ને ખરી કાલજીભરી કદરની એક ખરી ઇધાંણી છે.

**પસંગ**—રાસ્ત છે. રૈયત મારાં બચ્ચાં છે, અને રાજા જો રૈયતનો પીતા છે તો પોતાનાં તે સઘલાં બચ્ચાંઓની આશીશ વચ્ચે તે રાજા ગમે એવી જંજાલો છતાં સુખી છે. પણ વઝીર જે જંજાલની જરૂરીઆતે આ અસાધારણ અવસરે આપણને અત્રે એકઠા મલવાની ફરજ પાડી છે તેમાં ભાગ લેવાને મારા ફરમાન મુજબ દરેક દરબારી હાજર

છે? (આજુબાજુ જોઇ) કયાં છે, ભલા બેહરોઝ તો અત્રે જણાતો નથી!

નકીબ—(નમીને) નામવર શાહ, ખબર મેલવતાં બુજોર્ગ બેહરોઝની ખાબગાહ ખાલી જણાઇ છે, અને તેનાં ઘરમાં કોઇ નથી.

પસંગ—એમ કેમ? પણ હશે, અને હવે અમે મારા ખાલેશદીલ વિશ્વાસુઓ, માહતમકોહાના નાપેકાર પોલાવંદના પાપી કરદની ફરીથી એક વાર જાણ થતાં કશીબી ઢીલ વગર આપ્રતાબ તલુ થવા પેહેલાં તમારી સાહેતા અને સલ્લાહથી જંગી ઝેબનેઝરને અત્રેથી રવાના કરી દેવાનો મારો ઇરાદો છે, અને તોપણ (ચિંતાથી) જવાંન જાંહાંબખ્શ કેવારનો ઝેબનેઝરને ઢુંડી કાઢવા ગયો છે તે હજી—(સાંમે જોઇને) પણ અરે આ શું? જેમની વાટ જોવાની વાત કરીએ છીએ તેજ જવાંમર્દો અત્રે ધસ્યા આવે છે!

[ઝેબનેઝર અને જાંહાંબખ્શ આવે છે. જાંહાંબખ્શ શાહને નમી જઇને પોતાની જગ્યાપર બેસે છે—ઝેબનેઝર તખ્ત આગલ જઇ ગુઠણ પર શાહને નમે છે.]

પસંગ—અએ જવાંમર્દ, ફરી તારાં જોરનું-પણ અરે આ કોણ? (બેહેરોઝ આગલ આવી ગુઠણપર પડે છે) કોણ? (અચરતીથી) બેહરોઝ? ગુઠણપર? કેમ ભલા બેહરોઝ આવે આઝોરદે હાલે ને ફરીઆદની ઢબે અત્યારે તું કયાંથી આવી લાગ્યો?

બેહરોઝ—(ઉઠીને) ફરીઆદ! ફરીઆદ અએ ઇનસાફના શાહા, મારી ફરીઆદે પોહોંચી મને દાદ આપ.

પસંગ—એવી તે ઉતાવલી અગત ધરાવનારી તારી શી ફરીઆદ છે? સીતાબ ભેદ બોલી જાહેર કર.

બેહરોઝ—સરીયતપનાહા શાહ, મારી એક પુરી બેટી— (ગમ ખાયછે.)

પસંગ—તારી બેટી શીરીન? તેનું શું? શું તે મરણ પાંમી?

બેહરોઝ—તે મુઇ હતે તો બેહતર થતે, પણ આ તો મરવા કરતાં પણ વધારે ખરાબ છે. તે જીવે છે, પણ મારે મન જીવતી મુએલી છે. શાહ, મારૂં ઘર લુટાયું છે, મારૂં સુખ લુટાયું છે, મારી જઇફીપર આગ પડી છે.—

પસંગ—(લગાર ચીડથી) બેહરોઝ મારો વખત કીમતી છે, ને તું વાર કરે છે. હું ફરમાઉં છું જે મને એકદમ ખુલાશેવાર એહવાલ જાહીર કર.

બેહરોઝ—નામવર શાહ, મારી બેટી શીરીન જેના સદ્‌ગુણો તેની

અપરંપાર ખુબસુરતીની ખુબીમાં હંમેશ વધારો કરનાર હતા તેનું મન ભોલવી એક જબાંદરાજ જાદુબાજ જબરીથી તેને મારાં પાસામાંથી આજ રાતોવાઇ છીનવી લઇ ગયો છે.

પસંગ—(ચીડથી) શું એમ છે? ભલા બેહરોઝ તું બેફીકર રેહે. જો સુંદર શીરીનપર અજાબ ગુજરયો છે તો સહવાર થતાં તે સેતમ ગુજારનારને પકડી કઢાવી તારી રૂબરૂ તેને ગરદન મરાવીશ, અને તારી ચેહરેનમુન બેટી તારે હવાલે કરીશ.

બેહરોઝ—(ખુશાલીથી) આફરીન તારા ઇનસાફ ઉપર! પણ તે ગુનેહગારને સોધવા દુર જવું પડવાનું નથી. હુંજ તે નાપેકારની દુંબાલે પડી તેને તારી દાદખાહ હજુરમાં ઘસડી લાવ્યો છું.

પસંગ—(આજુબાજુ જોઇ—ઘણી અચરતીથી) ત્યારે શું તે કોઇ આ દરબાર માંહેલો છે, અને તે હયાં હાજર છે?

બેહરોઝ—હા નામવર.

પસંગ—અને તે?

બેહરોઝ—આ બદખસલતી ઝેબનેઝર.

પસંગ—(વધતી અચરતીથી) ઝેબનેઝર! મારો વિશ્વાસુ ઝેબનેઝર! બેહરોઝ તું શું કહે છે? તું ઉંઘાય છે, તું ભુલ કરે છે.

બેહરોઝ—નહીં નહીં શાહ, તું તારી ભલાઇની ભોલાઇમાં ઠગાય છે. હું ભુલતો નથી. હું ઉંઘતો પણ નથી. હું તો મુવા જેવો થયો છું, અને તેથી તુજથી ઇનસાફ ચાહું છું. મારી ફુલ બેટી આ સીહા એબલીસ ઉપર એવી રીતે જાન ફેશાંની કરે એ બીલકુલ નહીં બને એવું છે, ને તેથી હું આ મારી સાંમે ઉભેલા ગુનેહગારપર જાદુઇ એલમના જોરે મારી બેટીનું દીલ લુટી લેવાનો વાંક મુકી તુંથી દાદ અને દયા ચાહું છું.

પસંગ—જો ખરૂં હોય તો ખરીજ તાજુબીની વાત છે. (ઝેબનેઝર તરફ ફરીને) પણ અએ સરદાર, તારી સામે મેલાયલા આ વાંક માટે તું શું કેહ છે?

ઝેબનેઝર—કહું શું? બોલું શું? અએ ઇનશાફી શાહ,
ગર ચાહું ન પામવા તુંજની પ્યારભર પનાહ.
જાદુ શું! એલમ શું? હોનર શું છે એ,
માહીતગારી તેની કયાંથી હોય મને?

ખાલેશ મને દીલનો ખરો કરી જાંણુ,
રૂપે જો કે સીહા તો મને તેમ ન માન.
હકીકત તું મુજની સાંભલ દઇ પુર ધ્યાંન
કે આગલ હતો ચાહતો હું બાપની સમાન
આ બેહરોઝને; અને જતો એને ઘેર
(તો) પામતો આદરમાંને એના બેટાની પેર.
એ બાપ અને બેટી આપીને આવકાર
મને હરરોજ ત્યાં આવવાને કરતાં બેજાર.
જતો હું તે રીતે તેમને ઘર રોઝ દીન
આવી બેસતાં મુજ સોડ બેહરોઝ ને શીરીન.
કરવા કેહતાં મુજને મુજ જેહેમતનું બ્યાંન,
મુજ દલેરી, જંગ અને જોરનું તમામ;
અને વરણવતો હું જે તે આપી પુર ધ્યાંન
પુર રસથી સાંભલતાં તેઓ દઇને કાંન.
મુજ જોર અને જીકકર ને જંગ ને લડાઇ,
જે દુશ્મનો હઠાંવ્યા ને ફતેહો જે પાઇ,
હેરતભર્યા બચાવ ને ફટકા, ને ઘા–
ની હકીકત સુનાવતો અએ દાંનેશમંદ શાહ.
દુશ્મનો સાથની મુજની સરપટક,
મેદાંનો ને પાહાડો પરની મુજ ભટક—
નાં કરતો હું બ્યાંન યાદથી બેસી જે વાર
બાપ સંગ સાંભલતી શીરીન શુંદર નાર.
અજબ એ કેફીઅતમાં લેતી તેણી રસ,
સાંભલવામાં ઉલટ બતાવતી તે મસ !
આફતો મુજ સુનતાં તે રડતી નજધાર,
સુખો અને ફતેહથી હસતી અપાર !
સાંભલતાં મુજની તે કેફીયતને દર્મ્યાન,
મુજ દલેરોનાં તે કરતી જાબજા વખાણ,
ને પાકીજેહે પ્યારથી પીલા હુંપે થાઇ,
જાહેર કીધી એક રોઝ મુજને તે વધાઇ,
હું પણ હતો ચાહતો મુજ જીંદગીની પેર
મેં પરી પેકર નારને—ન મોહબતમાં ફેર

કે કસુરથી લગાર-જાહેર કરી પ્યાર
બેહેરોઝની રજા ચાહવા થયો તૈયાર.
પણ જાણ્યું કે મજની અરજ થશે રદ,
કેમકે બેહરોઝની હતી કાંઇ બુરી મકસદ
આપવાની શીરીનનો પાક નેકામાં હાથ
કોઇ ઘરડા બુબપ્પ પણ તાલેવંત સંગાથ.
આજેજ થઇ અંતે અમે નાઠાં આજ રાત,
ભલા દસ્તુર દીન્યારને જઇ કઇ સૌ વાત,
ચાહયા તે અશો મર્દના પાક આશીરવાદ,
ને ખુદ બેશીઓ રૂબરૂ જોડી અમ હાથ
આપ્યા તે ભલા નરે, ને પડતાં સહવાર
પગે પડવા બેહરોઝને હતાં અમ આવનાર;
આજીજીથી આશીશ માંગવાની મુરાદ
હતી વસી દીલમાં નેકા થયા બાદ,
પણ તેટલાં એ બેહરોઝ ઢુંડતો આવ્યો ત્યાં,
ને મુજની સાથે પાછો દોડતો આવ્યો હયાં!
તો જાદુ શું? એલમ શું? અએ નેકખસલત શાહ?
વિચાર કરી બખ્શ તું જો હોય કાંઇ ખતા.

(ચુપ ઉભા રહે છે.)

પસંગ—બેહરોઝ, આ લંબાન હકીકત પછી હવે તું શું કહે છે? જંગી ઝેબનેઝરના આ મનપતીજ ખુલાસાથી હું તો ખુશી થયો છું, અને તને મારી ભલાંમન છે કે એવા એક નેક ખસલત મરદને તારી ભલી બેટીએ માત્ર રૂપને માટે નહીં પણ તેના ખરા ગુણને માટે આખી જીંદગીના સાથી તરીકે જો પસંદ કરી લીધો છે, ત્યારે તો તું એ જોડાંને તારા પ્યારભર આશીરવાદથી નવાજ.

બેહરોઝ—(ચીડથી) ગલત શાહ, એણે કહ્યું તે સંધું ગલત છે. મારી અસરાફ બેટી એ એબલીશસે પોતાની ખાશ ખુશીથી જાય એ હું જીનહાર માનનાર નહીં. એ જુલમગાર તેને જબરીથી ઉપાડી ગયો છે એ મારો એતેકાદ જો મારી તે બેટી અત્રે હાજર હોત તો પોતાની સાહદતથી ખરી કરી આપત.

ઝેબનેઝર—(અંદર જોઇ) અને હું ખુશી છું કે મારી કહેલી

હકીકતને બોલે બોલ ખરી પાડવા તે મારી દીલદાર શીરીનજ અત્રે આવેછે.

(શીરીન મબરાટમાં દાખલ થાય છે. પછવાડે ફેકસ છે. શીરીન દોડી જઈ ઝેબનેઝરને ભેટે છે.)

બેહરોઝ—(મનથી) અફસોસ, આ ચંડાલે કહેલું સઘલું ખરૂં છે.

(શીરીન બેહરોઝને જોઇ તેની પાસે દોડી જાય છે—ને ઘુંટણપર પડી તેનો હાથ હાથમાં પકડી પ્યારથી ચુંમેછે.)

બેહરોઝ—(નરમીથી) મારી દીકરી તું દાહી છે, ને તારી દાનાઇમાં મને વિશ્વાસ છે, માટે હું પુછું છું તો મને કહે બેધડક કે આ દરબારમાં તું કોણને વધારે ચાહે છે?

શીરીન—(ઉઠીને) મારા માયાવંત પેદર, હું તારૂં તાબેદાર ફરજંદ છું માટે મારી મોહબતપર તારો દાવો છે એ વાત હું ના પાડતી નથી, પણ હવે મારા આજ સુધીના અખંડ પ્યારના બે ભાગ થયા છે. હયાં મારો બાપ છે, અને (ઝેબનેઝરને બતાવીને) પેલો મારો ખાવંદ છે. આજ સુધી મારા પાલનહાર પીતા હું તારે આશરે હતી, પણ આજથી મારો ખાવંદ મારી મરજીનો ને મારો માલેક થઇ તેણે મને નેકાના પાક કરારથી પોતાને આશરે લીધી છે, માટે બાપ અને ખાવીંદ એ બે વચ્ચે બે ભાગે હવે મારી મોહોબત વેંહચાયલી છે.

(પસંગ તખતપરથી ઉતરી હેઠે આવે છે—દરબાર ઉઠે છે.)

પસંગ—પુત્રી શીરીન, એમ આવ, આ દરબાર વચ્ચે પાક ખુદાને હાજર ગણી મને કહે કે શું આ ઝેબનેઝરને તેં તારી ખરી ખુશીથી અને તારા જીગરના પ્યારથીજ તારો ખાવંદ બનાવ્યો છે? શું એની સીહા ચામડીના રંગનો અને રૂપનો તને કશો વસવસો નથી?

શીરીન—શાહ—

## ગાયણ.

"રે ઉતારો ભાર"—એ રાહ.

રે મોહોબત છે હંમેશ—બાલેશ

માન શાહ તું સત કરી, શાણા,

શીરીન—ઝેબને૦

ચામડીનો રંગ તે ફરક કશો ન કરે રે—મોહબત.

બેહરોઝ—ગલત સંધુ ગલત,

શીરીન—(આગલ જઈ) પદર નહીં,

ઝેબનેઝર—ખુદા સહી,

બેહરોઝ—માનું કઇ
માનુ નહીં કદી વચન એ ખરા.

પસંગ—બેહરોઝ !

ફ્રેબ્લેઠ—પીતાજી !

શીરીન—પદર મારા !

સતકરી માનોરે

સંધા—સારચી છે નાર—મોહોબત.

પસંગ—બસ ઘણું થયું. બેહેરોઝ, મારો ઇનસાફ સાંભલી લે. આ જંગીને તારા જમાઇ તરીકે નાકબુલ રાખવાને તને કશું કારણ નથી. એ જો તું ચાહે એટલા પૈસે પુર કદાચ નહીં હોય, તોપણ જેવી તારી બેટી એક ડાહપણ ને સદગુણનો ભંડાર છે તેવોજ તણીએ પોતા માટે એક લાયક ભરથાર સોધી કાઢયો છે એ વાત દીસતી ખરી છે. તેં શું પૈસા બદલ તારી બેટીને વેચવા કાઢી છે, બેહરોઝ? નેકાના પાક કારોબારમાં પૈસાની અરસ પરસ લેવડ દેવડ તે શું? પ્યારને માટે નહીં, સંસારને માટે નહીં પણ પૈસાને માટે પરણવા નીકલેલાં માબાપો અને પરણવા નીકલેલાં નર યા નારીઓ ખુદાના અને સમજુ આદમીઓના એક સરખા ધીક્કાર અને ઠપકાને લાયક થાય છે, અને એ કામ જેટલું માબાપોને હાથ રેહે તે કરતાં બચ્ચાં ઉમરે પુગવા પછી એ ફરજ બચ્ચાં પોતેજ પોતાને માટે બજાવે, અને પોતાના મન પતીજનો હમસરીક પોતેજ જોઇ કાઢે તો તમાં આયંદે વધારે ફાયદો છે એ વાત તુંથી ના પાડી શકાશે નહીં, અને ત રીતે તારી બેટીએ જે કીધું છે તે તું બાહાલ રાખી એ જોડાંને તારા આશીશ આપ એવી મારી ખુશી છે.

બેહરોઝ—(નાચારીથી) શાહ, તારા આ ઇનસાફ આગલ હું બીલકુલ લાઇલાજ છું, પણ મારી નાપસંદગીના નેકાને આશીરવાદ આપવાની અણગમતી ફરજ તું મને મેહેરબાંનીની રાહે પાડશે નહીં એવી મને ઉમેદ છે. (શીરીનને) શીરીન! આજથી તને હું મારી બેટી તરીકે પીછાણવા ના પાડું છું, અને તારી સામે મારાં બારણાં સદાના ઢંકાયલાં રહેશે. હું શોકર કરૂં છું કે તારી બીજી કોઇ બેહેન નથી, કેમકે કોઇ હતે તો તું તેનાપર મને જાષતો રાખી જુલમી થતાં શીખવતે. હું તને સદા સુધીની છોડી જાઉ છું, અને તોપણ દીકરાબી તુંજ ને દીકરીબી તુંજ એવી તુંને છોડીને મારી એકલવાઇ હાલતમાં મારાં એકલાં પડેલાં મકાં-

નમાં પાછો જતાં તને હું આશીરવાદ સાથ નહીં, પણ બળતાં જીગરના બલાપા સાથની કદુવાથી છોડી જાઉંછું. (જતો રહેછે)

શીરીન—(તેની પછવાડે દોડવા કરીને) પદર, મારા મુરબ્બી, મને આ પ્રમાણે મેલીને જાઓ નહીં, મને તમારી માયા મેહેરબાંનીમાંથી નીકાલી મેલો નહીં.

[ફુસકાઇ પડે છે, અને રડે છે—ઝેબનેઝર દીલાસો આપે છે.]

પસંગ—બેટી શીરીન, તું દુઃખી ના થા. તારા પદરે તને જાહેરમાં નહીં તો અંતરમાં આશીશ દીધા છે, અને મને કશો શક નથી કે ઝેબનેઝર સરખા સદગુંગી ખાવંદ સાથે તું સદગુણી સુંદરી જરૂર સુખે તારા બાકીના દન કાઢશે. તને મારા આશીશ છે. (શીરીન ઉઠીને નમેછે.)

ઝેબનેઝર—ઇનસાફી શાહ, તારા અદલ ઇનસાફમાં મને પુરો વિશ્વાસ હતો, ને તે વિશ્વાસ બીલકુલ ખરો પડયો છે. અને હવે મને જે સબબે અત્રે—

પસંગ—હા, પેલા માહતમકોહના નાપેકાર પોલાદવંદે વલી આપણી શાંતીમાં આપણને સતાવાનો નીચ કસ્દ કીધો છે, ને જરાબી વગર ઢીલ તેની સામે સહવાર થવા પેહેલાં જવાની જરૂરીઆત મને તને સમજાવવી પડવાની નથી. મને તારાપર વિશ્વાસ છે, અને તેમજ તારી ફત્તેહમંદીપર પણ પુરો વિશ્વાસ છે, માટે ત્યાંથી ફતેહમંદ પાછો ફર્યા પછી હું તને મારાં શાહપુર શેહરનો માલેક અને હાકમ થાપું છું, માટે તારૂં કામ પડે અને તને બોલાવી મંગાવવો પડે તેટલાં તારા સરદારો સાથ ત્યાં જઇ રહી તારી આ ચેહરેનમુન બાનુ સાથ તું સુખે રેહજે.

[ઝેબનેઝર નમે છે—પસંગ ચાલી જાય છે તેની પુઠે સઘલા દરબારીઓ જાય છે. ઝેબનેઝર અને શીરીન પછવાડે રહે છે, બાનુએ ફોકસ છે.]

ઝેબનેઝર—મારી પ્યારી શીરીન તું ખેદ કર નહીં. ખુદાના હુકમથી કંટાલાભર્યા હાદેસાએમાંથી જેમ તેમ ફારેગ થઇ પરણ્યા પછી તુરતજ મને બાહેર જવું પડેછે તોપણ તું ધીરજ ધર, આવતી કાલે તું અત્રેથી પાસેના શાહપુર શેહેરમાં જઇ સુખે રેહજે, અને હું ત્યાં જલદી તને આવી મલશ.

શીરીન—( દુઃખથી ) ઝેબનેઝર મારા ખાવંદ, નેકાથી એક થવાને વીલંબ નથી થયો તેટલાં તારી જુદાઇ મને કાતેલ ઝેર જેવી લાગે છે, પણ તે દાદગરની ખુશી એવીજ છે તો જા અને ફત્તેહ કર, અને ફત્તેહમંદીભર્યો હસ્તો પાછો ફર. તારી સોહાંમની સુરત વગર મને સુનું લાગશે, માટે મારા વ્હાલા વેહેલો પાછો વલજે.

**ઝેબનેઝર**—(જતાં જતાં—કેકુસને) કેકસ, સહવાર પડયા પેહેલાં અત્રેથી કુચ કરી જવાની દરેક જોગવાઇ તૈયાર રખાવજે, અને મારા ગયા પછી આ મારી મનમોહન મોહરદારને તારી પોતાની દેખરેખ અને ખાસ સંભાળ હેઠલ શાહપુરમાં પુગાડી દેજે, અને હરરોજ તું એ નારની ખીદમતમાં હું આઉં ત્યાં વેર હાજર રેહજે, એટલુંજ નહીં પણ મારી ખાસ ખુશી છે કે તારી ભલી ઓરત મેહેરસીમીનને પણ મારી શીરીનની ખીજમતમાં તું આજથી હંમેશ રાખે.

[કેકસ નમે છે—ઝેબનેઝર શીરીન સાથ જતો રહે છે—કેકસ એખલો પડી વિચારમાં લાંબો વખત વેર ઉભો રહે છે.]

**કેકસ**—(લાંબો વિચાર કરી) ચિંતા નહીં. એક હારથી હારી બેસવું બાયલાનું કામ છે. એ મારા સપાટામાંથી એકવાર બચ્યો તો શું થયું? મારી ધારણા ધુલ મલી ને મેહેનત ને મકસદ એકવાર ઉધી વલી ગઇ તો પણ શું થયું? મેં ધાર્યું હતું તેમ જલાદને હાથ જવાને બદલે એ વધતી હોરમત ને વધતાં સુખથી અત્રેથી જાય છે તોબી શું થયું? હું સદા એની સાથે છું ને સદા એના વિશ્વાસમાં છું તો હજી મને એનું નખોદ વાલી મારી અદેખાઇના ધગધગતા અંગારને શાંત કરવાની તક પુરતી ને જોઇતી છે. હવે બીજાં પાટીયાં ગોઠવશું. નવાં ચોકઠાં ઉભાં કરશું. એ સલાંમત ને ફતેહમંદ પાછો તો આવવાનોજ, અને આવ્યો તો જીવ નાંખતો શાહપુર શેહેરમાં જશે, અને ત્યાં આપણે એ હબસીને ભંભેરવા માંડશું કે શીરીન અને તારા હાથ નીચેના સરદાર જાંહાંબખ્શ વચ્ચે તો આડો વેહેવાર છે, અને માંગશે તો તેના પુરાવા પેદા કરી બતાવશું, એટલે પછી જોઇ લેઓ! એ હબસી કાચા કાનનો છે, અને કાચા કાનના આદમીઓનાં મનમાં એકવાર શક પેઠો તો પછી જેમ તેમ નીકલતો નથી, તેમાં વલી મારા જેવા સાથી જુની માફક વલગેલા રેહશે એટલે તો પછી ખાનાખરાબીના પારાવાર! (જતો રહે છે.)

---

**અંક ૧ લો સમાપ્ત.**

## અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ.—શાહાપુર.

[ શેહરની બાહેર ઝેબનેઝરનું ફતેહમંદ લશ્કર વાજીંતરોના સરોદ ઉપર ગાયણ સહિત કુચ કરતું જણાયછે.]

### ગાયણ.

ઈંગ્રેજી રાહ.

ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહનાં ગાણાં ગાઓ,
ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ થઇ રૂડી આજ,
ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ થઇ ખુશી થાઓ,
ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહનાંજ વાગે વાજ !
ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહના પોકાર વાગે,
ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ ઇરાંની રાજ,
ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહથી મેદાંન ગાજે,
ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ છે કેઆંની તાજ !
ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ લશ્કર ઇરાંની,
ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ છે ખુદ વતન,
ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ છે દોસ્તો કેઆંની,
ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહ ! ફત્તેહના છે ખુશ દન !

[ગાયણ ગાતા કુચ કરી જાય છે.]

## પ્રવેશ ૨ જો.

### ઝેબનેઝરનું મુકામ.

[શીરીન ગીત ગાતી દાખલ થાય છે.]

### ગાયણ.

" અજબ સનમકી અદાએ દેખી"—એ રાહ.

'મોહન મોરા, મન મોહન પ્યારા,
દીલ દરમ્યાંનના ખોલતા કયારા'—મોહન.

તલસી રહી છે ચશમા જોવાને,
દેલપઝોર જે દેદાર તેહારા —મોહન.
જુદાઇ કાપી—મેલાવી આપી,
દુર કરે, ખુદા! દુઃખના દહારા—મોહન.
સુરત તારી—નહીં વીસારી,
ગયા જુદાઇના દીવસો સારા—મોહન.

(ગાયણ પુરૂં થતાં) નેકકેરદાર મારા ભરથાર ઝેબનેઝરની ગેરહાજરી-ના સીહા દાહાડામાં અગર મને સધ્યારો આપવાને ભલો કેકસ અને તેની તેના જેવીજ ભલી ઓરત દાસી મેહરસીમીન મારી સાથે ન હતે તો મારા ફત્તેહમંદ વીરાને મારાં વ્હાલે વધાવાને આજે હું કદાચજ અત્રે અધિરાઇથી ઉભી રહી શકતે. વિશ્વાસુ કેકસ મારા ખાવંદને રાજની રૈયત સાથ એસ્તેકબાલ લેવા ગયો છે ત્યાંથી હજી પાછો વલ્યો નથી. (હાંક મારે છે) મેહરસીમીન ! [મેહેરસીમીન આવે છે.]

તું મને કહી ગઇ કે આપણું ફત્તેહમંદ લશ્કર શેહરની સરહદ વ-ટાડી ચુક્યું છે, અને તોપણ હજી મારો ખાવંદ આવ્યો કેમ નથી?

મેહરસીમીન—ખાનું, ભરથારને મલવાને એ તે કેવીક અધીરાઈ! આ છેલ્લા અરધા કલાકમાં તમો મને એજ સવાલ આઠ વાર પુછી રહ્યાં.

શીરીન—દાસી, એક ભલો ભરથાર પામવાનું સુખજ ન્યારૂં છે. જેમ મારા ભરથાર વણ મને ચેન પડતું નથી, તેમજ હું માનું છું કે તે મારો હબસી ખાવંદ મારે માટે ઓછી કાલજી ધરાવી ઓછો બેચેન હશે નહીં. મનપતીજ અને પસંદગીના નેકામાંજ એ ન્યારૂં સુખ સમાયું હોય છે.

મેહે૨૦—ખરૂં છે બાઈ સાહેબ, ભલાં માણસો પોતાની ભલાઇથી ભુંડાઓનેબી જીતે છે. શેઠની આ ખુશબખ્તી ભરી પધરાંમણીથી આજે સારૂં શેહેર હરખમાં આવ્યું છે, અને પોતાના એ નવા હાકેમના નેક દેદાર પેહેલી વાર જોવાને શેહેરનું તમામ લોક સામું ગયું છે.

શીરીન—પણ દાસી સાંભળ. બાહેર ખુશીના શોર ઉઠે છે. મારો ખાવંદ આવતો હશે. તું જા, અને તેને આવતા જોય કે મને આવીને તે વધાઇ કેહજે, હું તને નવાજશ.

[મેહેર બાહેર જવા કરે છે—સાંબેથી ઝેબનેઝર હસ્તે ચેહરે દાખલ થાય છે—શીરીન તેને ભેટી પડે છે.]

શીરીન—(આગલ દોડી જઇ) સદાના ફત્તેહમંદ મારા હોનરમંદ

આવીંદ, તારી સદા ફત્તેહ થાઓ! આ તારી ફત્તેહ તને સૌથી મુબારક છે.

ઝેબનેઝર—અને તે ફત્તેહને માટે હું તું દેલરૂબા દેલદારનોજ આભારી છું. તારી મોહબતભરી મીઠી યાદથી અને પાક યજદાંએ આપેલી યારીથી આ વેલાની મારી ફતેહ સૌથી વધતી કીર્તી હાથ કરી શકી છે.

શીરીન—અને તારી કીર્તીમાં મારી કીર્તી છે. તારાં સુખમાં મારૂં સુખ છે, તારાં નામમાં મારૂં નામ આમેજ છે. (કેકસ આવે છે.)

ઝેબનેઝર—કેકસ, મારી આ ચેહરેનમુન નાર તરફની મારી ગેરહાજરીમાંની તારી ખાતરદારી સારૂ હું હેસાંનમંદ છું. (કેકસ નમે છે) આપણી ફતેહના અવેજમાં મારી આજ્ઞે ખુશી છે કે રૈયત આજનો રોઝ એક તેહેવાર તરીકે પાલે, અને રંગ રામશનીથી સારૂં શેહેર ખુશખુશીભર્યો દેખાવ કરે. (કેકશ જવા કરે છે.) પણ સબુર, જાહાંબખ્શ અને તું સંભાલ રાખજે કે કોઇ પોહરેગીરો કે સરદારો આ તકનો લાભ લઇ કાંઇ સરાબથી મસ્ત થઈ સુલેહનો ભંગ નહીં કરે, અને આપણી રાંક રૈયતને સતાવે નહીં. આજનો દહાડો તું અને જાહાંબખ્શ સરાબથી એ માટે બીલકુલ પહરેજ રહે એવી મારી ખુશીછે. (કેકસ નમેછે—સઘલાં જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

---

### એક રસ્તો.

(જંગાવેને કેકસ વાતો કરતા આવેછે.)

જંગાવે—પણ હું શું કરી શકુ દોસ્ત કેકસ? તું મને શાંનો ઠપકો આપે છે? મેં જયારે જોયું કે બાજી બગડી ને આપણી ધારેલી મકસદ ધુલ મલતાં શાહેતો સાંમી એ હબસીનીજ તરફેણ બેથી, એટલે મેં ત્યાંથી ચુપચુપ ચાલુ મુકયું.

કેકસ—તું બાયલો છે, જંગાવે. તું ડીચકારો છે. એક હારથી હારી બેસવૂં બાયલાઓનું કામ છે. જંગાવે, મને તારી દયા આવે છે, પણ સાથે વલી ગુસ્સોઓ ઉપજે છે કે તારે ખાતર હું આગલ થયો, હું ભુડો થયો, મેં મેહેનત કરી, અને આવી એક પરી સરખી નારને હાથ કરવાથી તું નામર્દની પેઠે હારી ખાઇ ગયો! અરે જો એ બેવકુફ, તારી મનચ્છા હોય તો હજીબી આશા છે.

જંગાવે—(અચરતીથી) હજીબી? એટલે? શું શીરીન હવે પરણી ચુકી નથી? તું દેવાંનો થયો છે કેકસ, હવે શું આશા હોય?

કેકસ—(દમથી) હવે તું લાંબી ટુંકી ટેં–ટેં કરે છે કે પાધરી પાધરી વાત કરેચ્છે? નહીં વાત કરવી હોય તો સાંખો રસ્તો. મારાપર પાડ બાડ કરે છે શું?

જંગાવે—(ગભરાઇને) અરે નહીં રે દોસ્ત, તું એમ જરાજરામાં ચીરડાઇ શું પડે છે જો? પણ હજી શું આશા છે વારૂં! શું શીરીનનો ભરથાર નથી?

કેકસ—છે યાર, તારાં ને મારાં કમનસીબે છે, પણ તેથી શું થયું? જો સાંભલ, (તેનાં કાંનમાં લાગી) શીરીન એટલાજ વારમાં તેના ભરથારથી કંટાલી ગઇ છે.

જંગાવે—(અચરતીથી) હેં!

કેકસ—હવે હેં ને પેં એ સૌ–

જંગાવે—છટ, છટ, છટ, હું માનતો નથી.

કેકસ—પણ માનવું પડશેજ. માનવાનાં કારણો છે.

જંગાવે—(અધીરાઇથી) અને તે કારણો?

કેકસ—પણ તારી જાંણવાની ખુશીજ નથી ત્યારે વચ્ચે વગર અગતે હું શું કરવા ભુંડો થાઉ? સાહેબ મેહરબાંન ભાઈ, મારે આગલ વાત કરવીજ નથી. (જવા કરે છે.)

જંગાવે—(તેને પકડી) નહીં તોબી વારૂં?

કેકસ—હવે તોબી ને બોબી, બા આપણને તો કાંઇ ખબરજ નથી ને આપણી કહેલી વાત સાહેબનાં ધ્યાંનમાં ઉતરતીજ નથી તો હવે શું? સાહેબ મેહરબાંન–(જવા કરે છે.)

જંગાવે—(અધીરાઇથી) નહીં નહીં મને માફ કર દોસ્ત કેકસ. તું જાંણતો નથી કે હું અસલથીજ એવો બેપરવાહ છું? અને હવે તું મને ઉડાવા કરે છે ત્યારે મને તારી વાત જાંણવાની ઘણીજ અધીરાઇ થાય છે.

કેકસ—પણ હું કેહવશ તો તું નથી માનવાનો.

જંગાવે—નહીં હવે તો માનશ, ખચીત માનશ.

કેકસ—ત્યારે એટલુંજ રે કે ઝેબનેઝરનો ચેહરો સીહા છે એટલે શીરીન હવે તેનાથી કમકમે છે ને કંટાલે છે.

જંગાવે—પણ એ સઘલું તેં કેમ જાંણ્યું?

કેકસ—(ઢોંગથી હસીને) હા! હા! હા! નાદાંન તે નાદાંન. અરે પણ તો આપણને જોવાને ખોદાએ આંખો આપી છે ની?

જંગાવે—હા.

કેકસ—તો પછી? વલી મેં જોયું? અરે યાર વાત કાંઇ એટ-લીજ નથી-પણ ચાલ બા હવે તો મને વખત થયછે, સાહેબજી-(જ-વા કરે છે.)

જંગાવે—(તેને પકડી) અરે થોભ રફીક જરા થોભ. એમ શું કરેછ જો? વાત કીધી તો તો પુરીજ કર.

કેકસ—(કંટાલાના ડોલથી) અરે યાર તું નહીં સમજેરે, તું નાદાન છે, વાત તારા કામની નથી.

જંગાવે—(તેને પકડી રહી) નહીં, હું સમજશ. મારેજ કામની છે, હું નહીં સમજશ તો તું મને સમજાવશે. પણ બોલ યાર હું અરજ કરૂંછું જે બોલ.

કેકસ—વારૂં ત્યારે સાંભલ. શીરીન ઝેબનેઝરથી કંટાલલી કોઇ બીજો સોધતી ફરે છે.

જંગાવે—(ખુશાલીથી) ખરેખર? ત્યારે તો તે મનેજ કબુલ રાખવાની.

કેકસ—(હસીને) અરે એમ ભરોશે ભુખો ના રહે. વચ્ચે પેલા જાં-હાંબખ્શ છે ની?

જંગાવે—હા ખરી વાત, એ પાપને કોઇ રીતે દુર કરવું જોઇએ તેનું કેમ કરૂં?

કેકસ—હવે તેબી હું તુંને શીખવું કે? તું મને કેટલો કંટાલો આપે છે. પણ વારૂં કાંઇ નહીં. જો, આજે શેહેરમાં રંગરાગનો રોઝ છે, પણ અમો સરદારોને સરાબની સખત મનાઇ છે, તેવામાં હું તારે ખાતર જોખમ એડી પેલા જાંહાંબખ્શને કોઇ તાલતલાવતથી સરાબ પાઇ ખુબ રોશનબાશદ કરી મેલશ, અને પછી તું આવી તેને બીજવજે. તારે જો-ઇએ તો બે ચાર પાંચ ગાલ દેજે, કે પાંચ સાતેક ઠોલઠબરાક કરજે, તેનો કાંઇ મુજાકો નહીં.

જંગાવે—અરે પણ તે મારા કરતાં જોરાવર છે તે?

કેકસ—પણ હેમક, સરાબ પીશે ત્યારેબી તે જોર રેહશે કે? સ-રાબ તો લાખંડી પેહેલવાંનોનેબી બેઅંદાજે પીતાં નાતવાન બુઢીયા કરતાં નં હેત્તર બનાવી મેલે, માટે હોસ્યારી રાખ. જાંહાંબખ્શને હાંથી જવાનો

વખત થયો છે તે હવણાં જશે, ને હું તેને ત્યાંજ થોભાડી સરાબથી મસ્ત કરીશ. હું તારા સાથે ઘરથી નીકળતાં સઘળો સરંજામ લેતો આવ્યો છું. (એક શીશો ને બે ગ્લાસ કાઢી બતાવે છે.) જોયું આએ? (એક બીજી નાની શીશી બતાવે છે) આ શીશીમાંનાં બે ચાર ટીપાં આ શીશામાં ભેલતાં તે એટલો જલ્લદ થાયછે કે પીનારને તે ઘડીએજ તૈયાર કરી મેલેછે.

**જંગાવે**—મારે ખાતર તું કેટલું કરે છે દોસ્ત કેકસ? હું તારૂં શું અહેસાંન જાંણુસ?

**કેકસ**—એવી ગાંડી વાત ના કર. જા હવે અહીંથી, અને થોડેક વારે તારા જેવા બે ચાર બોરીયા બાપરીયાઓને લઇને ત્યાં આવજે.

**જંગાવે**—અને અમે તેને ગાયણ ગાઇ બીજવશું.

**કેકસ**—તારે ગમે તે ને ગમે એટલું કરજે. પણ તું સાથે લાવે તેઓને ભણાવી મેલજે હો કે કાંઇ ગડબડ થતાં તુરત પોબારા માપી જાય. જા હવે. (જંગાવે જાય છે.) આ બુબખ ઠીક હાથ આવ્યો છે. એનાથી મારૂં કામ સરશે. આ નવાં ઘડેલાં ચોકઠાંનું શું સેવટ આવશે તે કાંઇ કેહવાઇ શકાય નહીં, કદાચ જાંહાંબખ્શ મરે કે જાંહાંબખ્શનાં હાથપર એ મરે, ગમે તે થાઓ પણ શું થાય છે તે જોવાની આપણને તો મજાહ છે. કોઇબી રીતે મારાં બારીલાં જીગરનો બાર ખાલી તો થવો જોઇએ, અને આ તેનો એક રસ્તો છે, માટે હવે આપણુ તે ારી કરીએ. (બેસે છે અને નાની શીશી કાઢે છે) અરે ઠગારા રસ જો તું જીવલેણ હતે તો તારી ઠગાઇ ઓછી ગણાતે, પણ તું જીવ આપતોબી નથી કે જીવ લેતોબી નથી, પણ જીવ જોખમાવે છે એવી તારી ખુબી છે, અને તે ખુબીનો મને ખપ પડયો છે તો (દારૂમાં દારૂ ભેલે છે) બસ, ઘણું થયું. કામ સરશે. (અંદર જોઇને) ઓ લેઓ પેલોજ વખતસર આવે છે.

[જાંહાંબખ્શ આવે છે.]

**જાંહાંબખ્શ**—(કેકસ આગલ જઇ) કેમ રફીક કેકસ હયાં શું કરેછે?

**કેકસ**—(અવાચી બાઇ) આએ જરા હવામાં બેઠોછુ.

**જાંહાંબખ્શ**—(હસીને) બેઠોછ! એકલો! કાંએ?

**કેકસ**—ખરૂં કહું તો દોસ્ત તારીજ રાહ જોતો હતો.

**જાંહાંબખ્શ**—(અચરતીથી) મારી? કેમ વારૂં?

**કેકસ**—આજે રંગ રાગનો ખુશબખતીભર્યો રોઝ છે.

**જાંહાંબખ્શ**—હા, તેનું શું?

**કેકસ**—તેનું એમ જે (બાટલી બતાવીને) આપણે જરા સાથે——

જાંહુાંબખ્શ—શરાબ નોશ કરીએ ? છટ, સરાબની તો આપણને આજે સખત મનાઇ છે.

કેકસ—અરે જરારે, કાંઇ ઘણો નહીં. એવો દહાડો કયારે ? માત્ર તારી ને તારી ધણીઆંણી ને મારી ને મારી ધણીઆંણી તથા નેક સરદાર ઝેબનેઝર ને બાંનું શીરીનની સલામતી લઇએ.

જાંહુાંબખ્શ—(હસીને) અરે પણ તે તો છ કોપટાં થયાંની !

કેકસ—હા.

જાંહુાંબખ્શ—ના બા આપણાથી એટલો બધો તો નહીં પીવાય.

કેકસ—(મનસે) થોડો ઘણો ઠેકાણે આવ્યો ખરો હો ! (મોટે) વારૂં ચાલ ત્યારે છ નહીં ને ચાર.

જાંહુાંબખ્શ—ચારબી નહીં ને બારબી નહીં, આપણે તો તારા સુખનને ખાતર બે પીજીએ તો પીજીએ.

કેકસ—વારૂં બે તો બે, ચાલ યાર, તારાં પગલાંજ કાંહાં છે ?

[જાંહાંબખ્શ બેસે છે.]

જાંહુાંબખ્શ—(હસીને) કેમ દોસ્ત, કાંઇ આજે છેક સુલીએ ચઢાવે છે ? પણ તપાસજે હો. વેક વેહેલો.

કેકસ—ગભરા નહીં, રફીક, હ્યાં કોઇ નહીં આવે. પણ લે. (સરાબ નામી આપી) આ તારી સલામતી.

જાંહુાંહુખ્શ—ના પેહલાં મારી નહીં. પેહલે નેક સરદાર ઝેબનેઝરની સલામતી.

કેકસ—અરે તેમ તો તેમ, ચલાવની.

[જાંહાંબખ્શ પીએ છે—કેકસ પીતો નથી.]

જાંહુાંબખ્શ—(ખંખાર મારી) ધ-ધ-ઘણો મ-મજાનો છે. દ-દ-દોસ્ત કાંઇ ગ-ગ-ગા.

કેકસ—હા ગાઉંછું. (બાજુએ) તૈયાર બાશદ ! ગગાના પદ્દમી એટવા વારમાં મોઢે ચઢવા માંડયા. (મોટે) પણ લેની દોસ્ત, તું તો પીતો નથી.

જાંહુાંબખ્શ—લ-લ-લેઉંછઉં ની. આ સ-સ-સરાબની શું છે એજમતી અસર કે એક પ-પ-પીએ ને બ-બીજું પસાર !

કેકસ—(ટકોરથી હસીને) હા બીજું પસાર ! પણ પી દોસ્ત પી.

[જાંહાંબખ્શ ઘુમ પીએ છે.]

જાંહુાંબખ્શ—પણ તું ખ-ખાતો (સુધારીને) અરે ગ-ગાતો નહીં કે ?

કેકસ—(મનસે) પેલો બુબખ હજી આવ્યો નથી તેટલાં ગાવુંબી ઠીકજ પડશે. (મોટે) ચાલ દોસ્ત ગાઉં છું. તું ગાવા લાગ.

### ગાયણ.

"દુનીઆંકે દુંકે વાસ્તે કયા કામ કરતે હુયે"—એ રાહ.

પીઓ શરાબ લેહજતદાર અયે જંગી દોસ્ત દલેર,
સીફતથી નાબુદ થાયછ જેની દીલનો કીનો ને કેહર.—પીઓ૦
લટર પટર રોશન બાશદ થાઓ પુરા તઈઆર,
એક એવી બીજી જામ લીધી કે પડશે મથમાં ઝેર.—પીઓ૦
પીઓની મોરા સરદાર ખુશીનો છે આ બાહાર,
મચ્છર અગરજો પીએ તો બનેછ મસ્ત શેર.—પીઓ૦
બુધો શરાબ પીવેથી ભુલી જાય છે બુજરગી,
દોડે છે તેની રગોમાં જોબનનાં લોહીની લેહેર.—પીઓ૦

જાંહાંબખશ—વ-વ-વાહ! શું મ-સ-સ-સ-સરસ ગ-ગાયું! દ-દ-દારૂ પી-પીવા જો બેઠો ની ત-ત-તો ઉ-ઉઠાયજ નહીજ-જો.

કેકસ—(અંદર જોઇ) અરે પણ પેલું કોણ? સરદાર, પેલો બુબખ પોર્યા જંગાવે તારી ખીજ પાડે છે!

[જંગાવે બે ચાર પોરીયાઓ સાથે આવી જાંહાંબખશના ચાલા પાડી ખીજવે છે.]

જાંહાંબખશ—જો રે એ જ-જંગાવે હું આ-આવશ ક-કેની તો તો મ-મ-મારીજ ન-નાંખશ જો.

[સઘલા મોટે સાદે હસી પડે છે.]

૧ છોકરો—અરે આએ ત-તે પ-પે હાલેજ મારશો કે! હેં-હેં-હેં!

[સઘલાઓ તેની આસપાસ ફરી વલે છે અને હસી તથા ગાયણ ગાઈ તેને ખીજવેછે.]

### ગાયણ.

"જીતવાનાં ડોલ કીઆં"—એ રાહ.

મારવાનાં ડોલ. કીયાં જંગી ધરાંણી?
(હસે છે) હા-હા-હા-હા-હા-હા-હા-હા-હા-હા-હા-હા-હા-હા-હા-હા-
હા-હા-મારવા૦
અરે રમવા જા બાલ—શીખવા જા નિશાલ,
છાજે રમતને જવાંની, હા-હા-હા-હા.
છાજે રમતને જવાંની,
શકે નહીં ઉઠવા—દોડે કયાંથી મારવા?
લખોટી જા રમવા લખોટી છાકટા ધરાંની,—હા-હા-હા૦

પોઢીજા—હા હા હા હા—ઘરે જઈ—હા હા હા હા
ખુંણામાં—હા હા હા—ગુમાંની, હા હા હા હા,
ઘરે જઈ ખુંણામાં ગુમાની,
મારતાં મરશે—હા હા હા હા—જંગમાં
પેહેલવાંન—હા હા હા હા પેહેલવાંન જંગી
ધરાંગી—હા હા હા હા૦

[જાંહાંબખ્શ ઘણો ચીરડાઈ જાય છે, તલવાર ખેંચી તેમનાં આગપર જાય છે. અને એક છોકરો લોહી લુહાંણ હાલે પોકાર કરતો નાશી જાય છે—બીજાઓ ગભરાઈને શોર મચાવે છે—કેકસ શોર મચાવવામાં મદદ કરે છે—ગભરાટ થાય છે.]

**કેકસ**—(દોડતો બુમ પાડી) સિપાહીઓ! સરદારો! ખુંન! બંડ! તોફાંન!

[ખુંનના પોકારો વાગી રહે છે—નાગી શમશેરો સાથ ઝેબનેઝર ને થોડાક સિપાહીઓ દોડી આવે છે. જંગાવે અને બીજાઓ ગભરાઈને નાહસી જાયછે.]

**ઝેબનેઝર**—(દોડતો આવી) સબર! અએ નાપેકારો, આ શું,—(જોઇને-અચરતીથી) કોણ? જાંહાંબખ્શ! કેકશ!

**કેકસ**—(નમીને) હા નામવર.

**ઝેબનેઝર**—શું આફત છે?

[જાંહાંબખશનો દારૂ ગભરાટથી ઉડી જાય છે ને ખુંણામાં ઉભો રહી ધ્રુજેછે.]

શું ખુંન? આવા ખુશીભર્યા રોજે મારા અમલને પેહલેજ દહાડે થોડાજ કલાકમાં ખુંન? અને તેબી મારા સરદારોથીજ! જાંહાંબખ્શ! (જાંહાંબખ્શ જવાબ આપતો નથી) કેકસ!

**કેકસ**—(નમીને) સરદાર નામવર.

**ઝેબનેઝર**—તું સુદ્ધિમાં છે કે તેંબી સરાબ પીધો છે?

**કેકસ**—તું નામવરના હોકમ પ્રમાણે મેં એક ટીપુંબી હોઠપર મેલવાની બેઅદબી કરી નથી.

**ઝેબનેઝર**—તો બોલ સેતાબ કે એ શું બીના બની? (કેકસ આનાકાંની કરે છે) કેકસ તું આનાકાની કરે છે. કદી નહીં ને આજે મારૂં ફરમાન અદા કરતાં તું ધીલ કેમ કરે છે?

**કેકસ**—ધીલ કરવા જોગજ બનાવ છે, મારા સરદાર. નહીં અકકલમાં ઉતરી શકે એવી વાત છે.

**ઝેબનેઝર**—ખુલાશાથી જાહીર કર. ઉતાવલ કર.

**કેકસ**—તે વાત મને પુછવાનું મોકુફ કરો મારા મેહરબાંન.

ઝેબનેઝર—કાંએ, શું તે એટલી બધી માઠી વાત છે ?

કેકસ—માંઠી, ઘણીજ માંઠી.

ઝેબનેઝર—ને તેમાં વાંક કોણનો છે ?

કેકસ—એક રશીકનો.

ઝેબનેઝર—ને તે રશીક ?

કેકસ—મારો, તારો, શાહનો ને શાહનશાહતનો રશીક છે.

ઝેબનેઝર—(ચીડથી) અને તે રશીક પણ ?

કેકસ—જાંહાંબખ્શ.

ઝેબનેઝર—જાંહાંબખ્શ ? ત્યારે શું ખરેખર આ ખુંન તેણે રેડયું ?

કેકસ—હા નામવર.

ઝેબનેઝર—અને ત્યારે જાંહાંબખ્શની દયા ખાઇ તેની તકસીર છુપાવાને તું આટલી આનાકાની કરતો હતો ? કેકસ, તારી આજની ચાલથી હું નેહાઅત ખુશી છું, ને તું ઉપરનો મારો વિશ્વાસ આજે વધીને બેવડો થયો છે. શરાબ નહીં પીવાનું મારૂં ફરમાન તેં અદા કીધું તે ઠીક કીધું, અને હવે વીગતવાર એહવાલ જાહીર કર.

કેકસ—તો તો સાંભલ સરદાર કે હું આ રસ્તેથી જતો હતો તેટલાં જાંહાંબખ્શ છાકટો ધુંન થઇને કેડેથી હાથમાં સરાબનો શીશો લઇ નિકલી પડેલો, ને કાંઇ દારૂની બાહારમાં નાચે ને કુદે ને ગીત ગાય ને તોફાંણ મચાવે. લોક તેની આસપાસ તુરત ભેગું થયું, અને પછી લોક કાંઇ થોભે ? તેઓએ તેને ચીડવવા માંડયો અને ગીત રંગપરથી તેઓ બોલાચાલપર ઉતરી પડયા, બોલાચાલપરથી ગાલાગાલી, ગાલાગાલીપરથી મારામારી ને મારામારીપરથી વાત વધીને હવાં ખુંનામરકી થઇ રહી. (ઝેબનેઝર વિચાર કરેછે.)

ઝેબનેઝર—(જાંહાંબખ્શ તરફ ફરીને) જાંહાંબખ્શ તારી તકસીર ઘણી મોટીછે, અને જો તારી જગ્યે કોઇ બીજો હતે તો હું તેને આ ખુંન માટે ગર્દન મારવાનો હોકમ ફરમાવતે, પણ તારી આગલી સઘલી સાલેસાઇ, ભલમણસાઇ ને યકીનદારી મને યાદ આવે છે, અને આ તારો વાંક મારી સત્તા હેઠલ પેહેલો તેમજ છેલ્લો છે, સમજી હું તને માફ કરૂં છું, ને તને સજામાં માત્ર તારા ઓદ્ધાપરથી બરતરફ કરૂં છું. તું આજથી મને તારૂં મોં બતાવીશ નહીં. (ગુસ્સામાં જતો રહે છે.)

કેકસ—બસ ? બરતફ ! બીચારૂં બોકરૂં વચ્ચે વિંધાઇ ગયું. આલો, તેની સરજત એમજ મરવાની હશે. (જાંહાંબખ્શ આગલ જઇ) કેમ દોસ્ત એ શું ઘેલાં ? એક બુઢીયા પેઠે રડવા શું ઉભો છે ?

જાંહુાંબખ્શ—(રડતો) ઓ કેકસ, મારૂં નખ્ખોદ વલી ગયું. મારૂં નાક ગયું, મારી હોરમત ગઇ, મારો ઓદ્દો ગયો, અને તે ઉપરાંત ઝેબનેઝર જેવા સાલેસ સરદારનો વિશ્વાસ સદા સુધીનો ખોહી દીધો! રે સરાબે મારૂં ખાનું ખરાબ કીધું!

કેકસ—જરા ધીરજ રાખ, તું રડેછે તેથી મનેબી કાંઇ સુજતું નથી. આપણે ધીરજથી કાંઇ એનો ઉપાય સોધીએ.

જાંહુાંબખ્શ—ઉપાય? ઉપાય છે?

કેકસ—હા એક છે. મને હવણાં વિચાર કરતાં એમ લાગે છે કે ઝેબનેઝરની બાનું શીરીન પાસે તું જા એ સુંદરી આ સરદારનીસરદાર છે, ને ઝેબનેઝર તેને ઘણી ચાહાતાં તેનો પડતો બોલ ઉપાડી લેવાને હંમેશ તૈયાર રહે છે, માટે ત્યાં તું જઇને તે અબલાને ઓઝરખાણીથી તેના ભરથારને સમજાવા કહે. એકાંતમાં વાત કરી લેજે. ગુડણપર પડજે–માનથી તેણીનો હાથ પણ ચુંમજે, અને કોઇબી રીતે તે ભલી અબલાને તું તારા લાભ માટે જીતી લે.

જાંહુાંબખ્શ—(ખુશાલીથી) કેવી કીમતી–કેવી સારી સલાહ!

કેકસ—ઝેબનેઝરને તારી સાંખે બને એટલું મેં થોડું કહેલું છે, ને તબી એણે ઘણી જીદથી પુછ્યું ત્યારેજ ફરજના માર્યાએ કહ્યુંછે, માટે હવે તું જા, ઢીલ ના કર.

જાંહુાંબખ્શ—હું તારો સદાનો ઉપકારી છું. (દોડી જાય છે.)

કેકસ—(એકલો) વાહ! આએ ચોકડું આબાદ બંગ બેસી ગયું! શું કરવા ધારીએછ ને શું થઇ જાય છે. ગોયા કુદરત પોતે મને મારી મકસદ પાર ઉતારવામાં મારી આપવા આગલ પડે છે. જાંહાંબખ્શ શીરીનને એક અરજ કરશે કે તે વલી એવી ભોલી છે કે એક બોલમાં તેના બચાવમાં બોલવા કબુલ થઇ જશે. વલી હું બીજી બાજુએથી તેણીની દાસી મારી ઓરત મેહેરને તે વાતની યાદ આપવા કહયા કરીશ, અને હું ઝેબનેઝરના કાંન ભરવા માંડું કે શીરીન ને જાંહાંબખ્શ વચ્ચે તો આડો વ્યવ્હાર છે, ને શીરીન તેવામાં જાંહાંબખ્શના બચાવમાં ઝેબનેઝરને કંટાલો આપ્યા કરશે એટલે પછી જોઇ લેઓ તમાશો! ઓ અદેખાઇ! અદેખાઇ! તું મારા જીવનો સરદાર છે, અને હું તારો ફરમાનબદાર ગુલાંમ છું. (જતો રહે છે.)



## પ્રવેશ ૪ થો.

### ઝેબનેઝરનું ઘર.

[શીરીન અને મેહેરશીમોન આવે છે.]

**શીરીન**—હા દાસી, મારા ભરથાર વના મને એક ઘડી સોહવાતું નથી. તું તારા ભરથારના પ્યારમાં સુખી નહીં હશે તેથી મારી લાગણીઓ તું કદાચને બરાબર સમજી નહીં શકતી હોય, પણ તેથી મારા ખાવંદની ગેરહાજરીમાં મને ઉપજતી બેચેની દુર થતી નથી. દાસી કાંઇ ગા. મારા ભલા ભરથારની સીફ્તમાં કાંઇ ગા અને મારૂં મન રીઝવ. (બેસે છે.)

**મેહેરશીમોન**--હું ગાઉં છું બાઇ. (ગાય છે.)

### ગાયણ.

"લાલ કએસે ઝલકે"—એ રાહ.
'તાજ શીરે ઝલકેરે હીરા જરથી'
અહો સરદાર—તાજ શીરે.
નેકી ભલાઇ સાલેસાઇમાં પુરો,
રાજ રૈયતનો આધાર—તાજ શીરે.
શેહનશાહ જેવી ઝલકે પેશાંની,
દુ:ખીયાંની દાદ લેનાર—તાજ શીરે.
'રહો સલામત રોજે હસરતક'
રાખો સલામત દાતાર—તાજ શીરે.

[બારણું ઠોકાય છે.]

**શીરીન**—દાસી સબર, આપણું બારણું ઠોકાય છે, જો કોણ છે.

[મેહર બાણું ઉઘાડે છે—જાંહાંબખ્શ આવે છે.]

**જાંહાંબખ્શ**—અએ બાનુંઓની બાનું, તારા પાક એકાંતવાસમાં વગર ચેતાવવે આવી ખલલ કરવા સારૂં હું શરમીંદા છું. મારી એક અરજ—

**શીરીન**—ભલા જાંહાંબખ્શ, તારાં અત્રે આવવાની મકસદ હું પામી ગઇછું. જવાંન દલેર હું તારાં દુ:ખથી દુ:ખી છું.

**જાંહાંબખ્શ**—નેકકેરદાર બાનું, તારી એટલી બધી મેહરબાંનીને હું કોઇ રીતે લાયક નથી. એક સએતાંન ચોઘડીએ મને ઉંધું સુજ પડયું, અને હું મારા ભલા સરદારનો હોકમ ભુલ્યો, પણ તે કમબખ્ત પલથી હું અતી હેરાન છું. ઝેબનેઝર જેવા ભલા સરદારનો પ્યાર અને વિશ્વાસ

ખોહી દેવાનું દુઃખ મને અતીશે લાગે છે. અગર તું નામવર મારા બચાવમાં બોલી મારી એ એક ખતા માફ કરાવે તો——

**શીરીન**—તું બેફીકર રહે બીરાદર. તારા સદગુણો વિશે મને હમેશ ઉંચો વિચાર છે, કેમકે મારા ખાવંદે તારી દલેરી અને સારા ગુણોની ધણીક સીફત મારી આગલ વારંવાર કરેલીછે. તું .જા અને નચીંત રહે. આવતા ત્રણ રોઝમાં એ મારા ભરથારનો તું એ ખોહી દીધેલો પ્યાર અને તારો ઓહ્દો જયાં તુલક હું મેલવી આપીશ નહીં ત્યાં વેર હું નીરાંતે બેસીશ નહીં. (સામે જોઇ) પણ થોભ જવાંન, સામેથી મારો ખાવંદ અને કેકસ આવેછે. હું હવણાંજ તારી હજુરમાંજ તારે લગતી અરજ ગુજારૂં ?

**જાંહાંબખ્શ**—(ગભરાઇને) નહીં નહીં બાનું, મારી બેહાઈ પછીથી એ સરદારના ચેહરાસમ જોતાં મને શરમ પેદા થાય છે, માટે મારી ગેરહાજરીમાં તું મેહરબાંન મારાપર દયા કરજે. હાલ તો મને રૂખસદ કર.

**શીરીન**—જેવી તારી મરજી.

[તેને એક રસ્તે મોકલી આપે છે.—બીજે રસ્તે ઝેબનેઝર અને કેકસ વાત કરતા દાખલ થાય છે— કેકસ અંદર આવતાંજ ચોંકવાના ઢોંગ કરે છે.]

**કેકસ**—(ઢોંગથી) હં: એ ઠીક નહીં.

**ઝેબનેઝર**—શું છે કેકસ, શું ઠીક નહીં ?

**કેકસ**—(બેદરકારીથી) નહીં, કાંઇ નહીં જરા——

**ઝેબનેઝર**—વારૂં હવણાં મારી શીરીન પાસેથી પેલો જાંહાંબખ્શ નાહસી ગયો ?

**કેકસ**—જાહાંબખ્શ ? નહીં નામવર સરદાર તે એવું કરમ કરે નહીં.

**ઝેબનેઝર**—કેવું કરમ ? એ તું આજે સઘલું શું બકે છે ?

**કેકસ**—(ઢોંગથી) હું સરદાર હું-હું ?——    (આનાકાની કરેછે.)

**શીરીન**—(ઝેબનેઝર આગલ જઇ) વ્હાલા એ કયારનો એ ખુણામાં શું વાત કર્યા કરે છે ? તારી વાટ જોતાં જોતાં મારી આંખ દુઃખી આવીને ! પણ જાંની, હવણાંજ એક અરજદાર તું પાસથી કાંઇ માંગી લેવા મને અરજ ગુજારી ગયો છે.

**ઝેબનેઝર**—વારૂં હવણા હયાંથી ગયો તે જાહાંબખ્શ હતો વ્હાલી શીરીન ?

**શીરીન**—હા મારા ખાવંદ, અરેરે જો તે કેવો નીરાશ અને નાઉમેદ થઇ ગયો છે. તેં તેનો ઓહ્દો લઇ તેના ઉપરથી તારો વિશ્વાસ ઉઠાડી મેલવામાં તેની આગલી ભલાઇઓને ખચીત ગેરઇનસાફ કર્યો છે. મને ખરેખર તેનું ઘણું લાગે છે, મારા ભરથાર.

ઝેબનેઝર—(લગાર શરૂ થતા શકથી) કોણનું? જાંહાંબખ્શનું?

શીરીન—હા જાંની. જો તે પેલો ચાલી જાય છે. હું તારી રજાથી તને પાછો બોલાઉં? તને આજે બપોરે આપણે સાથે જમવા રાખીએ.

ઝેબનેઝર—(લગાર ઉદાસીથી) હવણાં નહીં, વ્હાલી હવણા નહીં.

શીરીન—પણ હવણાં નહીં તો રાતે, રાતે નહીં તો કાલે બપોરે.

ઝેબનેઝર—નહીં બનશે, શીરીન નહીં બનશે.

શીરીન—પણ કાંએ નહીં? ત્યારે કયારે બનશે? જો વ્હાલા, માણસ ભુલ સારૂંજ સરજાયું છે માટે તું એટલી એક પેહેલી તેમજ છેલ્લીવારની તેની નબલાઇ તેને માફ કર. તું તેનાપર નાહક એટલો ખફા ના થા તને તને પોતાને ખાતેર નહીંતો મારે ખાતેર માંફ કર.

ઝેબનેઝર—જા વારૂં તું હઠ કરેછે તો તારે ખાતર તેને માફ કરશ.

શીરીન—પણ કયે દહાડે? આજે? કાલે? વારૂ પરમદહાડે? કયે દહાડે જાંની? જો ત્રણ દીવસથી વધુ વીલંબ તું ના થવા દેતો.

ઝેબનેઝર—( લગાર ચીડથી ) હવે તો તું મને કંટાલો ખવાડે છે, શીરીન.

શીરીન—(દુઃખથી) તું મારાથી કંટાલે છે મારા ઝેબનેઝર?

ઝેબનેઝર—(પ્યારથી હસીને) તારાથી નહીં પણ તારાં ઘણાં બોલવાથી પ્યારી હું કંટાલું છું. (તેને બોસો લઇ) ચાલ ખસી જા. તેને કયે દને હું માંફ કરી તેનો ઓદ્ધો તેને સપુરદ કરીશ તે હું હુવણા નથી કહી શકતો, અને હાલ મને આપણા આ ભલા કેકસ સાથ લગાર કામની વાત કરી લેવી છે માટે હાલ તો હયાંથી જા.

શીરીન—હું તાબે છું મારા ખાવંદ. (જતી રહે છે.)

ઝેબનેઝર—(તેની પછવાડે શકથી ટીકીટીકીને) એ શું બનાવ છે કેકસ? (કેકસ વિચારમાં ઉભો રેહવાના ઢોંગ કરે છે અને જવાબ નથી આપતો) કેકશ! (ચીરડાઇને—મોટેથી) કેકસ?

કેકસ—(ચોંકીને) જાંહાંપનાહ—અરે (સુધારીને) સરદાર નામવર.

ઝેબનેઝર—કેમ બેહેરો થયોછે શું? જવાબ કેમ નથી આપતો? ત્રણ હાંક મારયા ને! શું વિચારમાં છે? એ તું મને શું કેહવા જતો હતો?

કેકસ—હું? નહીં કાંઇબી નહીં. (બેદરકારીથી) પણ વારૂં સરદાર શું આ જાહાંબખ્શને તારાં ઘરમાં આવજાવ છે?

ઝેબનેઝર—જાંહાબખ્શને? મારાં ઘરમાં? નહીં, કશીબી નહીં. કેમ વારૂં?

કેકસ—નહીં રે અમસ્થોજ. સેહેજ પુછતો હતો.

ઝેબનેઝર—અમથો અને વળી સેહજ કેમ હોય? એવું તે અમથું પુછવાનું શું હોય? કેકસ, તારાં મનમાં કાંઇ વાત છે, કાંઇ ભેદભરેલી વાત છે, તે મારે લગતી છે, અને તું મને તે કેહતાં અચકાયછે યા શરમાય છે, પણ રે બોલ સેતાબ. (ઉસ્કેરાઇને) તું આપણે ઘરમાં આવ્યા ત્યારે જાંહાંબખ્શને ઘરમાંથી જતો રહેતો જોઇ બોલ્યો કે એ ઠીક નહીં તે શું? હવણાં પણ તું અવારનવાર મારૂં મન વેહેમાવનારા સવાલો કરે છે તેનો બાએસ શું? શું જાંહાંબખ્શ ઇમાનદાર નથી?

કેકસ—ઇમાનદાર?

ઝેબનેઝર—હા ઇમાનદાર. તેમાં એવડો અચરત શાંનો થાય છે? શું છે?

કેકસ—શું છે?

ઝેબનેઝર—અરેરે કેકશ, તું આજે દેવાંનો થયો છે શું? મારા સવાલોના પડઘા કેમ તું મારે છે? હું પુછું છું તેજ તું પાછું શાનું બોલે છે? ઓ કાંઇક દુઃખની અગમચેતીથી મારૂં હાડ ધ્રુજવા માંડે છે. અરેરે બોલ સીતાબ, શું મારી સામે કાંઇ દગો છે? કાંઇ બેવફાઇ છે?

કેકસ—ભલાં માણસો બધાંઓને પોતાનાં જેવાં ભલાં અને ઇમાનદાર સમજે છે. રસ્તે જતો ચોર સામેથી આવતા સારા માણસને બાઝે વખ્ત પોતા જેવોજ ચોર સમજી લેછે તેમ તું નામવર ભલો છે એટલે તું સૌને ભલાં ગણે એમાં કાંઇ નવાઇ નથી.

ઝેબનેઝર—હવે તો તું મને ખરેખરી ચીડ ચઢાવેછ કેકસ. (ચીરડાઇને) શું તું નથી બોલવાનો?

કેકસ—પણ બોલું શું મારૂં કપાલ? શું બોલું? કાંઇ બોલવાનું હોય તો બોલું કે નહીં?

ઝેબનેઝર—(ઘણા ગુસ્સાથી) હા ગુનેહગાર, મેં તુંને મારો મિત્ર-માંની લીધો તે શું આને ખાતર? મારી ઘેર ખોદાય છે ને તું બોલતો નથી! તારી જાંણે જાંણ મારૂં ઘર લુટાય છે ને તું ચુપ રહે છે? મારી હોરમત વેચાય છે ને તોપણ ખરી વાત જાહેર કરતાં તું નીચ આનાકાંની કરે છે?

કેકસ—(નમીને) માંફ કર સરદાર, પણ જે વાતમાં મારી પુરેપુરી ખાત્રી નથી, અને અમથા હજીતો શક છે તે શક તને કેમ કહું?

ઝેબનેઝર—અરે શક તો શક, પણ મને જણાવ કે તે શું છે?

કેકસ—પણ નામવર સરદાર તે સાંભળતાં તારૂં દીલ દુઃખાશે, મારા ખાલી શકપરથી તું નાહક કદાચ દુઃખી થશે. તારૂં સુખ જતું રેહશે. તારી મોહબત મરણ પાંમશે. હજીબી મારૂં માન, ને તે શક જાંણવાથી હાથ ઉઠાવ! મારાથીબી કાંહના કાંહા તારા દેખતાં એ વાતના ઇસારા થઇ ગયા. (મનસે) જેમ ઘણો તવલાવશ તેમ ઘણો અધીરો પડશે, ને અંતે જે કેહવશ તે સઘલું સાચુંજ માનશે. હા—હા—હા.

ઝેબનેઝર—નહીં મને કશું થશે નહીં. તે માત્ર શકોજ છે એમ માંની હું સંતોષ પામશ. પણ બોલ, બસ બોલ, ગમે તે થાય પણ બોલ.

કેકસ—ત્યારે સાંભલ કે તારી શીરીન ને જાંહાંબખ્શ વચ્ચે તો—

ઝેબનેઝર—(અધીરાઇથી) આડો વ્યવ્હાર છે? (ઘણાંજ દુઃખથી) ઓ આ હું શું નવી ગજબની વાત સમજું છું! મારા કાન ફુટી નથી જતા?

કેકસ—સરદાર, એ શું ઘેલાં? યાદ રાખ કે એ વાતનો મારા ખાલી શક છે. કદાપી હજીબી એ ખોટી ઠડે. પણ ખોટી થવાનો હવે સંભવ રહ્યો તો નથી. તારી શીરીન હવણાંજ કહી ગઇ કે તેને જાહાંબખ્શનું ઘણું લાગે છે! અને જેણે પોતાના જણેતા બાપને ઠગ્યો તે પોતાના પરણેતર ભરથારને—

ઝેબનેઝર—(ગુસ્સાથી) ચુપ રેહે હેમક. (ઠંડો પડીને) પણ નહીં તને એવું બોલવા ખાતર ઠપકો ઘટતો નથી. ઠપકો મને-મારાં હીણાં નસીબને ઘટે છે. પણ ચિંતા નહીં, હજીતો એ શક છે, તો હું મન મોટું કરૂં છું. (હસે છે) હા—હા—હા—હું જેવો ને તેવો સુખી અને ખુશી છું.

કેકસ—નહીં સરદાર તું દુઃખી છે.

ઝેબનેઝર—ના, કશાએ નહીં.

કેકસ—પણ તોબી તુંને દુઃખી થવાને કારણ છે ખરૂ.

ઝેબનેઝર—(દુઃખથી) ઓ કેવી દુઃખભરી યાદ! કેવો દુઃખ ભરેલો દગો! મારૂં મગજ ફરે છે. (આંખે હાથ ઢાંકે છે.)

કેકસ—અમથા શકપરથી શું કરવાને એટલો દુઃખી થાયછ વારૂં સરદાર? તને દુઃખી થવાને તુરત વેલા કશું કારણ નથી.

ઝેબનેઝર—કારણ નહીં? ઓ મારા જેવા હીણાં નસીબવાળાઓને માટે કુંવારી જીંદગી એક ખરો આશીરવાદ છે. હું મારી પરણેલી અવસ્થામાં પસ્તાઇને દુઃખી થાઉં છું. કેકસ, તું તારી તપાસો જારી રાખજે.

જેબી તું જોય યા સાંભલે તે દરેક બારીકમાં બારીક હકીકત તુરત મારા આગલ આવી બયાંન કરજે. હું પોતે પણ એ મારી નાપેકાર ઓરતની દરેક હીલચાલ ઘણાં ધ્યાંનથી તપાસવાને આજથી કસમ લેઉં છું.

**કેકસ**—અને તેમ કરવાની હવણાં એક અચ્છી તક પણ હાથમાં છે સરદાર. તું હવણાં ને હવણાં જાંહાંબખ્શને ઓઢ્ઢો પાછો આપતોજ ના, ને શીરીનને હાથતાલી આપ્યા કરજે, એટલે જાંહાંબખ્શના બચાવમાં શીરીન શું શું બોલે છે, અને જે જે બોલે છે તે કેવાં જોશથી અને કેવી લાગણીઓથી બોલે છે તે સાંભલવાથી પણ આપણે ઘણું પાપ પકડી કાઢી શકશું.

ઝેબનેઝર—એ પણ ઘણી બેહેત્તર સલ્લાહા છે. હું તારો આભારી છું. (સાંમે જોઇને) પણ તે પાછી આવે છે. આપણને હજી વાત કરતા ઉભેલા જોઇ તે કદાચ પાંમી જશે. તું આ રસ્તે જતો રહે. (કેકસ નાહસી જાય છે) તે આવે છે. ઓ! તેને જોતાં હવે મારાં હાડ અકડી જાય છે. આવી સુંદરતામાં સલો? આવી ખુબસુરતીમાં ફરેબ? હું માનુંજ કેમ? (શીરીન આવે છે.)

**શીરીન**—(ઝેબનેઝર આગલ દોડી આવીને) કેમ વ્હાલા તું હજી અંદર આવ્યો નહીં? (તેને ગમખાર જોઇને) એ આજે શું છે? ત્યાં ખાનું ક્યારનું ટાઢું પડેછે!

ઝેબનેઝર—ખાનું મારે ખાવું નથી.

**શીરીન**—(દુઃખથી) કાંએ કાંએ, શું છે મારા જીવના જીવ? શું જીવને અસુખ છે?

ઝેબનેઝર—(બાજુએ) કેવાં ફેલ! કેવો ફરેબ! (મોટે) હા—નહીં, જરા મારૂં માંથું ફરે છે, મારૂં મગજ ગુંમે છે.

**શીરીન**—અરેરે અફસોસ એ શું આફત? હું શું કરૂં? આ રૂમાલે લગાર માંથું તાંણીને બાંધ. (રૂમાલ આપે છે.)

ઝેબનેઝર—(રૂમાલ ફેંકી દઇને) છટ, ઘણો નાંધલો છે. બસ મને અંદર જવા દે.

**શીરીન**—હું તારી સાથેજ છું દલજાંન. તારાં જીવને અસુખ તે મારા જીવને અસુખ, તને દુઃખ તો મને દુઃખ. ઓ દાદગર, મારા વ્હાલાને વ્હાલો આરામ આપ! (જતાં રહે છે—મેહેર આવે છે.)

મેહેર૦—(એકલી) એ છે શું? કાંઇ સમજ પડે? શેઠનો મિજાજ

અને બોલવું ચાલવું આજ મને તો ઓર તહરાંનું લાગે છે. કાંઇ ગમગીન—પણ આ શું ? (ઉંચકીને) શેઠાંણીનો રૂમાલ ? શેઠે પોતાના નેકાની એક પાક યાદ તરીકે સદા સાથે રાખવાને બાઇ શીરીનને ભેટ કરેલો રૂમાલ !—પણ સબુર એ રૂમાલ હયાંથી પડયો પાયો ત્યારે તો વલી મને બીજી વાત યાદ આવે છે. રોજ થાયછે ને પેલો મારો ખાવંદ કેકસ એ રૂમાલ કોઇ રીતે બાઇની નજર ચોરીને લઇ આવવાના મને કાલાવાલા કરે છે. (રૂમાલ ફેરવી ફેરવીને જોઇને) રૂમાલમાં એવું તો કાંઇ નથી, તો તે બેઅકલીને એ રૂમાલનો શું ખપ પડયો હશે ? એક સાદી પણ સાચ્ચી ભેટ છે, ને તે ઉપર આ ખુંણામાં જેમનેઝરનું નામ છે તે વના બીજું તો કશું નથી, ત્યારે એ શું કરવા માંગતો હશે ? (બેદરકારીથી) જે હશે તે, માતીદા મનીખની વાતમાં બૈરાંઓએ માથું મારવું નહીં જોઇએ. બાઇને પાછો આપવા કરતાં જયારે પડયો પાયોછે ત્યારે તો તે માંથું ખાઇ જયા કરે છે તો તેનેજ આપુની કે તેને નીરાંત વલે. બાઇ પુછશે ત્યારે કાંને હાથ મેલશું. (કેકસ આવેછે.)

કેકસ—કેમ મેહેર હયાં શું કરે છે ?

મેહેર૦—(મિજાજથી) વલી શું કરે ? ઘરનો ધંધો.

કેકસ—વારૂં તે તો હશે, પણ મેહેર હજી તું મને પેલો રૂમાલ નથી મેલવી આપતીની! હજી તને વધારે કાલાવાલા કરાવવા છે કેમ ?

મેહેર૦—પણ તે રૂમાલ હું તારે ખાતર ચોરી કરવા જાઉં શું ?

કેકસ—તને ચોરી કરવા કોણ કહે છે ? પડયો પામ્યે તે આપણો માલ. જાંણે ધારકે શીરીન ખુરસીપર મુકીને ભુલી ગઇ ને તે તું મને હરૂસે લાવી આપે તે કાંઇ ચોરી નહીં, તે તો સાહુકારી છે ! (બાજુએ) સાહુ ચોરી છે.

મેહેર૦—પણ વારૂં તે રૂમાલને લઇને તું શું કરશે ?

કેકસ—તે હું તને પછી સમજાવશ. પેહેલાં મને રૂમાલ લાવી આપ.

મેહેર૦—એમ છે ? તો તો જો આ રૂમાલ. (બતાવે છે.)

કેકસ—વાહ વાહ, એજ, આપની તો પ્યારી.

મેહેર૦—પણ કેકસ વારૂં તું શું મને ચાહે છે ?

કેકસ—ચાહું છું ? અરે મારી વહાલી કામ પડે તો મારે ખાતર તને આગમા આખી બાલીને ખાખ કરી નાંખું. અરે ભુલ્યો (સુધારીને) હું તારે ખાતર બલીને ખાખ થાઉ, પણ આપની તો.

મેહેર૦—લે અને હવે મને જણાવ કે એનું શું કામ છે. (આપેછે.)

કેકસ—ચાલ ચાલ રાંડ ડાકણ, કાંઇ ઘરનો કામ ધંધો બળ્યો છે કેની ? નીકલ હયાંથી.

મેહેર૦—પણ મને તું કેહેવાનો હતો તે ?

કેકસ—કહ્યુંની કે કટકટ નહીં જોઇએ, રાંડ કોકટ. ને જોરે આ રૂમાલ તેં મને આપ્યો તે જો કોઇને કહ્યું કેની તો સાંભી તુંજ ફસી મરશે, ને ચોરીના વાંક માટે સરદાર ઝેબનેઝર તને ગરદન મરાવશે.

મેહેર૦—(જતી જતી) ધાટકી દેવ. હું એને ખાતર નાહક ચોર થઇ અને પાપ કીધું. મારી ભલી શેઠાણીનેજ લઇ જઇ આપ્યો હતે તો સારૂં થતે.

કેકસ—(એકલો) અંતે આ રૂમાલબી હાથ આવ્યો. હવે શું જોઇએ ? ખારના ફટકાઓની સઘલી તૈયારીઓ થઇ ચુકી છે, હવે તે લગાવવાનોજ વીલંબ છે. જયાં વાર છે ત્યાં વેલો વધતાં વાર લાગવાની નથી. મારી અદેખાઇના અંગારને હોલવીને ઠંડો પાડવા ચોપાસ સાંધણોનું ઠંડું આબ છે તો હવે ચોકડું પાધરૂં બેસશે. એક હાથપર હું ઝેબનેઝરને સમજાવતો રહીશ કે તે જાંહાંબખ્શને ઓદ્ધો આપશેજ નહીં, ને બીજા હાથપર જાંહાંબખ્શને શીરીનને કાલાવાલા કરતો નહીં અટકાવવાને પણ રોજ સમજાવશ, એટલે શીરીન પોતાની ભલાઇમાં ઝેબનેઝરને જે કંટાલો આપશે તે તે હબશી પોતાની ભોલાઇમાં જાંહાંબખ્શ તરફના તેણીના પ્યારથી થતું સમજશે. તેમાં વલી આ બક્ષીશ-રૂમાલ હું જઇને જાંહાંબખ્શના હાથમાં પડે તેમ કરૂં, અને એ રૂમાલથી કદી છુટી નહીં પડવાનો ઝેબનેઝરનો શીરીનને હોકમ છે એટલે તેજ રૂમાલ જાંહાંબખ્શના હાથમાં હું ઓલખાવશ, કે પછી તો એ હબસી ખુંનપરજ ચઢવાનો ! ને ખુંનામરકી થશે એટલે આપણને ટાઢક વલશે. (જતો રહે છે.)



## પ્રવેશ ૫ મો.

### જાંહાંબખ્શનું ઘર.

[શોહેરીયાર સુતેલો દેખાય છે.]

શોહેરીયાર—(ઉઠીને આંખ ચોલીને) પે! એ હું થીઉં ? હજી તો હવણાં રાત પડેલી ને ઉં હુતેલો ને આ ચડપ દેતી કે લઇ કરીને

આંખ ઉંઘડી ગઇ તો પાછી હવારાં હવાર! તરે આજે રાતે રાત પડી એોહે કે એોહુજ ની મરે? પણ એ કાંઇ હારી વાત નથી. જો એમ રોજ ધફા રાતે રાત ની પરે તો પછી હુવાનું કેમ ફાવહે? (સાંમે જોઇ) ઓ પણ ઓલ્યો કોણ આવે? (યાદ કરીને) હા હા. તે દીહે પેલો પારખ કહી ગીએલાની જે તેનો હેઠ—કોણ જો?—હા ઓલ્યો જંગ—જંગ—જંગલી આવવાનો છે તે હેટ જાંહનમખહને મરવા આવેલો દેહુ! (ઉઠે છે-રૂસતમ જંગી આવે છે) આવો હાબ! આવો હાબ! હાબનું નામ હેટને કેઉં જે જંગલી છેની?

**રૂસ્તમ**—(ગુસ્સાથી) શું. જંગલી કોણ?

**શેહેરી**.—તે ઓલ્યો તમારા હેટનો પારખ કઇ ગએલો કે એ તો મારા હેટનું નામ છે.

**રૂસ્તમ**—અરે હેમક, મારૂં નામ તો રૂસ્તમ જંગી છે.

**શેહેરી**.—તેહત્તતો, વલી મેં હું ફીએલું તરે? રૂસ્તમ જંગલીત તો.

**રૂસ્તમ**—(તેને મારીને) નીકલ નીકલ ગમાડ, જા દોડ તારા શેઠને જલદી મોકલી દે.

**શેહેરી**.—(જતો જતો-બાજુએ) હેં લે! એણાના તો વરી હાથના છુટા દેહું તો! (જતો રેહ છે.)

**રૂસતમ**—(એકલો) મારો આ પુરાંનો રફીક જાંહાંબખ્શ રાજમાં મોટો વગ પામવા પછી પરણ્યો, અને મને ખરતો કીધો. એ પ્રથમથીજ ઘણો અદેખો છે એટલે એ એની ઓરત ઉપર વીહીલો પડી જતો હશે, પણ ખામખા એની ઓરત કેવીક છે તે નજરે નજર જોવા અને એનો રકાસ કરવા હું છેક હયાંવેર આવ્યો છું. એની દોસ્તીપર મને વિશ્વાસ છે ને તેથી હું જાણું છું કે એ ગમે એવો ખીજવાશે પણ કજીઓ કરવાનો નથી, અને એ કજીઓ કરે યા ન કરે, પણ એની ઓરત કોણુછે, કેવી છે તે સઘલું નજરે જોઇ લીધા વના હું હયાંથી હઠનાર નથી. (જાંહાંબખ્શ આવે છે તેને) ઓહો દોસ્ત જાંહાંબખ્શ! કેમ છે રફીક? મને જોઇને ખુશી તો છે? તારી નેક કેરદાર ઓરત કેમ છે?

**જાહાંબખ્શ**—(બાજુએ) ખાનું ખરાબ થાય એનું, આવતાંને વાર ઓરતનીજ વાત! (મોટે) સૌ સારૂં છે દોસ્ત, પણ તું ઘણે કઢંગે વખતે આવ્યો. હવણાં તો તું પાછો જા.

**રૂસતમ**—કેમ કેમ દોસ્ત, હું તારાં ઘેર વેર આવ્યો તો મને પાછો કેમ કાઢે છે?

જાહાંબખ્શ—પાછો જવુંજ પડશે. મારો જીવ દલગીર છે.

રૂસતમ—(બાજુએ) ડીક તાલ તો ગોઠવ્યો જાય છે હો! (મોટે) કેમ વારૂં દોસ્ત, જીવ શાએ દલગીર છે?

જાહાંબખ્શ—તો તુંને ખબર નથી? મેં મારો ઓહદો ખોહી દીધોછે.

રૂસતમ—અને તેથી તો હું ખાશ આવ્યો. તારી સાથે મહીનો બે મહીના રહીને તને દીલાસો દેવા કરવા ખાતર તો હું આવ્યો અને તું મને પાછો કાઢે છે રફીક?

જાહાંબખ્શ—(ગભરાઇને) મહીનો બે મહીના! એ તું શું કહે છે?

રૂસતમ—હા, પણ એટલો ગભરાય છે શાંનો? એક પુરાંનો દોસ્ત મલવા આવ્યો તો તારે ઓર ખુશી થવું જોઇએ. પણ વારૂ તારી ઓરત કયાં છે? અંદર છે કે?

જાહાંબખ્શ—નહીં-હા-નહીં (બાજુએ) કોણ જાંણે મેહેર એ પાપને કેમ પતાવશે? (મોટે) રફીક થોભ હું જઇને જોઇ આઉં.

[જતો રહે છે.]

રૂસતમ—કાંઇ ઉતાવલ નથી મારા દોસ્ત. હું આ બેઠો. (બેસે છે.) આપણે હયાંનાં હયાંજ છીએ તો ઉતાવળ શાંની હોય?

[પરીબાનુ ચાકરડીના પોશાકમાં આવે છે.]

પરીબાંનું—(બાજુએ) મારા ભરથારના આ બેઅદબ દોસ્તને શરમાવીને કે ગભરાવીને હયાંથી કાઢવોજ જોઇશે. (આગલ જઇને) આએ કોણ?

રૂસતમ—(ચોંકીને) આએ કોણ? ઓરત? ખુબસુરત ઓરત! વાહવાહરે! પણ સાદી માદી છે. ઘરની ચાકરડી હશે. (નફ્તાઇથી) કેમ મારી વ્હાલી કેમ છે?

પરીબાંનું—(હસીને) ઘણી સારી પેઠે મારા વ્હાલા, પણ તારૂં નામ રૂસતમ જંગીની?

રૂસતમ—(ખુશાલીથી) અરે હારે મારી પ્યારી તેજ, પણ તું મને ઓલખે છે શું?

પરીબાંનું—વલી હું તને નહીં ઓલખું?

રૂસતમ—બઇરાં નામે મને ઓલખે છે હો? સઘલાંજ મારૂં રૂપ જોઇને મોહી પડે છે! હા! હા! હા! (હસે છે.)

પરીબાંનું—તેમાં શું શક?

રૂસતમ—પણ મારી વાહલી તું કોણ છે ને તારૂં નામ શું?

પરીબાંનું—હું કોણ? તું મને પીછાંણતોજ નથી કે મારા આંધ-લીનાં આંધલા? હું હયાંની ચાકરડી તે તારી ધણીયાંણી!

રૂસતમ—(અચરતીથી) કોણ? મારી ધણીઆંણી! એ રાંડ કાંહાં ગલે પડવા આવેછે! તારૂં નામ શું?

પરીબાંનું—હં: અણજાણા દેવ તું જાંણતોજ નથી કે? હું બીન-દેહશત બટકી ને તું મને કરકરીયાંના ચોકમાં પરણ્યો હતો, ને દસ્તુર દહી બીન દુધપાબે આપણાં લગન કીધાં હતાં.

રૂસતમ—રાંડ બલા બકી શું મરેછે એ? બીનદેહશત બટકી કોણ! જા, જા એ ઓરત તું દેવાંની છે. હું તને નથી પીછાંણતો.

પરીબાનું—હઃ મુવા હવે તું પતરી જાય છે કે પણ મારો દાવો સાબુત છે.

રૂસતમ—અરે રાંડ દાકણ તે કોઇ બીજો હશે. પારકાં ઘેરમાં મને કયાં ગલે પડવા આવી છે. નીકલ હયાંથી.

પરીબાનું—હઃ એમ કરીને તું ફાવી જવાનો છે કે? મુવા લુચ્ચા, ઉભો રેહે તું. હવણાં હું જઇને મારા એક શેઠાંણીને તેડી લાવુંછું.

[ગુસ્સામાં જતી રહે છે.]

રૂસતમ—(એકલો) એ આમ્બે શું પીડા? રાંડ વગર કારણનું ર-મખાણ મચાવીને ફેસતો કરાવશે કેમ? હયાંથી પોબારા માપી જાઉં? પણ છટ છટ, હયાં વેર આવ્યો છું ત્યારે તો જાંહાંબખ્શની ઓરતને જોઇનેજ જવશ. (બેસે છે.)

જાંહાંબખ્શ—(અંદર) પણ જવુંજ પડશે.

પરીબાંનું—(અંદર) પણ હું નથી જવાની, નથી જવાની, તું કોણ જે!

રૂસતમ—(ગભરાઇને) ઓ બાપરે! અંદર જાંહાંબખ્શ તો એની ઓરત સાથ મરાઇ મરે છે. એ રમખાણ સામે વલી કેમ ઠકાશે?

[જાંહાંબખ્શ દોડી આવે છે.]

જાંહાંબખ્શ—(હાંફતો) રફીક રૂસ્તમ, નાહસ, નાહસ. મને તારે લીધે નાહક મારી ઓરત સાથે કજીઓ થયો. મેં કહયું જે મારો એક પુરાંનો દોસ્ત તુંને ખાસ મલવા આવ્યોછે તે તારે તેની આગલ જવુંજ પડશે, તો કેહ કે બસ હું નથીજ જવાની.

રૂસતમ—હેં શું તે એટલી બધી હઠીલી છે?

જાંહાંબખ્શ—અરે ઘણીજ. છેરાએ તો બધું ભાંજફોડ કરે છે. જા બાપુ તું જા. બીજી વખત આવજે.

રૂસતમ—એટલી બધી મિજાં ફાટેલબી !

જાંહાંબખ્શ—અરે ઘણીજરે. કાંઇ કેહેવાય નહીં એટલી. મારફાડ કરવા સામું પણ જોતી નથી.

રૂસતમ—વાહ ત્યારે તો મારે બચ્ચીત બેસવુંજ જોઇએ. એવી મિજાંફાટેલ ઓરત ખુબસુરતી કેવી ધરાવે છે તે મારો જાતે જોઇ લેવાને ઘણીજ ખાહેશ થાય છે. (બેસે છે—પરીબાનું આવે છે.)

પરીબાનું—(રૂસ્તમ આગલ જઇને) શેઠ.

રૂસતમ—(ખુશાલીથી—બાજુએ) ખરેખર કેવી ખુબસુરતી ! અને વલી આપણને શેઠ કહે છે. (મોટે) બાઇ.

પરીબાનું—પેલો દરવાજો દેખાય છે ?

રૂસતમ—હાજી.

પરીબાનું—મેહેરબાની કરીને તે—

રૂસતમ—ઢાંકું ? હા. (જવા કરે છે)

પરીબાનું—નહીં જી, તે રસ્તે રસ્તે પકડો.

રૂસતમ—(બાજુએ) મોંધું પડી ગયું તો ! (મોટે) હા પણ બાઇ—

પરીબાનું—બીજી વાત નહીં. મેહેરબાની કરીને રસ્તો પકડો.

રૂસતમ—(આનાકાનીથી) બાનું હું ઘણો દલગીર—

પરીબાનું—(વધતા ગુસ્સાથી) હયાંથી જાવોની તો.

રૂસમત—ખરેખર પણ બાઇ—

પરીબાનું—(ઘણીજ ખીજવાઇને) નથી જતો, મુવા દેવ. હવણાં વેર હું શાંત રહી, પણ હવે નથી રેહવાની. ખાઇ જાઉં, કાચોજ ખાઇ જાઉં ! (દેવાંનીયતના ઢોંગ કરે છે.)

જાંહાંબખ્શ—(તને આંચકો મારીને) જા બાપુ જા નહીં તો મારી પાડશે.

રૂસ્તમ—(ગભરાટથી) કાંહાં મોકાણમાં આવી પડયો ! રાંડ જાંણે ડાકણ છેરાઇ છે. હયાંથી જવુંબી ભારી પડે છે, ને ઉભું રેહવુંબી ભારી પડે છે.

પરીબાનું—હજુર નહીં ગયો ? હવે તો હદ થઇ. મુવા દોઝખી હવે તો કુનો પુરશ. મારીનાંખશ, આ ઘરને આગ લગાડી મેલશ (ચોંકીને) પણ અરે આએ શું ? તેજ છે—તે નથી—તેજ છે—હા ઓ !

[હોંશથી બેસુધ થાય છે.]

રૂસ્તમ—અરે એને શું થયું ?

જાંહાંબખ્શ—અરે મારી ઓરત તારે લીધે મરી જશે, યાર તું જા.

પરીબાનું—હા મેં એને ઓલખ્યો! મેં એને જોયો હતો. જ્યારે વરસાદ વરસ્યો ને ગગડાત ગગડ્યો ને વીજલી લીજલ્યો ને પવન પવન્યો——

રૂસ્તમ—(ઘણો ગભરાઇને) અરર આ ઓરત દેવાની થઇ ગઇછે. એવી રીતે તારાં ઘરમાં રહયા વના ચાલશે. (ગભરાઇને નાહસી જાય છે.)

પરીબાનું—(ખુબ હસીને) હા-હા-હા અંતે ગયો ખરો વ્હાલા જાંહાંબખ્શ. ઘણીજ મજા પડી. કોઇ જબરો નપટ.

જાંહાંબખ્શ—હા વ્હાલી જબરી મજા. હું મુશકેલાઇએજ મારૂં હસવું દાબી શકયો. કેમ કેમ? તેજ છે-તેજ નથી-તેજ છે-હા! હા! હા! (હસેછે)

રૂસ્તમ—(નીકલી આવીને) હા-હા-હા-ઘણીજ મજા! તેજ છે-તે નથી-તેજ છે-હા-હા-હા. (હસે છે)

પરીબાનું—(ગભરાટમાં) અરે! (શરમાઇને જતી રહે છે)

રૂસ્તમ—હેં દોસ્ત જાંહાંબખ્શ, જબરી મજા હો! તેજ છે-તેજ નથી-હા! હા! હા! અરે હું પંચી છું પંચી. જવા પેહેલાં જરા વાર છુપાઇને સાંભળ્યું તો સઘળું કાવતરૂં પકડાઇ આવ્યું. હા! હા! હા!

જાહાંબખ્શ—(ઘણા ગુસ્સાથી) સાહેબ આએ મોટી બેઅદબી છે. એવી નફટાઇ ગમે એવી આગલી દોસ્તી છતાં હું માંફ કરનાર નથી.

[ઘણા ગુસ્સામાં જતો રહે છે.]

રૂસ્તમ—(એકલો) સઘલો સુકકો દમ છે! હું જાણું છની જે તું મારા સામે સખત ઉપાયો કશા લેવાનો નથી. (બાજુએ શેહરીયાર આવેછે)

શેહરી૦—હવે! હેટ કોએલું જે ઓલ્યાને એ ની જુએ તમ પકડીને બહાર કાઢતોકેજ જો બારણું વાશી દેઉં તો ઉં એક આખો પહીઓ આપો, તો એક પહીઆને માટે ઉં હું ની કરો?

[રૂસ્તમની કેડે જાય છે.ને તેને અજાંણે મજબુત ઉંચકી લે છે, રૂસ્તમ બુમો પાડે છે—શેહરીયાર બાહેર લઈ જઈને તુરત બારણું ઢાંકી દેછે.]

## પ્રવેશ ૬ થો.

[ઝેબનેઝર ફેકસને ઘસડતો લાવે છે]

ઝેબનેઝર—ઓ મુજી, તારે લીધે હું દુ:ખી થઇ ગયો છું. મારી ઓરતનાં ગમે એવાં પાપ અને બદફેલ છતાં જયાં વેર હું તે વાતથી બીન-

વાકેફ હતો ત્યાં વેર સુખી હતો, પણ તે મારૂં સુખ તું કંગાલે લુટી લીધું છે. તુંએ મને એક વાર એ વાતથી વાકેફ કરવા પછીથી અદેખાઇનો કોડો મારાં જીગરને કારીને ખાઇ જાય છે. મને મારી જીંદગી એક ભાર અને કાટેલ ઝેર સરખી થઇ પડી છે.

**કેકસ**—(ગભરાઇને) નામવર સરદાર, જસપર જુટયાં! તુંએ ઘણી જીદ કીધી ત્યારેજ હું બોલ્યો ને તેબી અમસ્થા મારા શક—

**ઝેબનેઝર**—પણ હે દેવ, તે શક ખરા પડયા છે, અને તેથી મારૂં જીગર ધગધગતા અંગાર પેઠે ધગધગે છે. પણ તોબી સાબેતી લાવ. મારી ઓરતની બદફેલીની તારા પાસ પુરેપુરી શાહદત શી છે? બોલ સેતાબ ઓ જાલેમ, નહીં તો આ ખંજરે હવણાં વિંધી નાંખશ.

[ખંજર મારવા જાય છે]

**કેકસ**—(ધ્રુજતો) સરદાર જરા ધીરજ પકડ.

**ઝેબને૦**—(ધીક્કારથી) ધીરજ? ધીરજ એટલે શું? મરવા પડેલાં આદમીને ધીરજ કેવી? મને ધીરજ હતી પણ તે ધીરજ લુટી લેનાર તું અધાંરો છે તો (પોકારથી) સાબેતી લાવ, બસ મારી પુરી ખાત્રી માટે એકદમ સાબેતી હાજર કર.

**કેકસ**—(બાજુએ) નાપાક ખરેખર ખુંન પર ચઢયો છે ને વચમાં નાહક જીવ જવાનો સોદો છે. તુરત કાંઇ ગોઠવી દેવું જોઇયે. (મોટે) સરદાર દુન્યા દગાબોર છે. મેં તને ચાહીને ચોંકેલો રાખવા મારા શક જાહેર કીધા તો આ શું દેવાનીયત?

**ઝેબને૦**—દેવાંનીયત? રે મુજી હેવાન્યત કહે. તેં મને માણુસનો હેવાન બનાવી દીધો છે, તો હું કહું છું કે સેતાબ સાબેતીથી મને સંતોષ પમાડ.

**કેકસ**—સાંભલ તો સરદાર કે સાબેતીમાં હું એટલુંજ જાણું છું કે એક દીવસ જાંહાંબખ્શને મેં મારે ઘર ચાહીને જમવાનું ઇજન કીધું હતું, ને તે વખતે તેણે એટલો બેઅખત્યાર શરાબ પીધો કે તેનામાં ચાલવાને પણ કૈવત રહયું નહીં ને મેં તેને ઉંચકીને મારાંજ ઘરમાં મારા ઓરડામાં સુવાડયો, તો રાત્રે ઉંઘમાં તે તહરેવાર ફાટું ફાટું બોલતો હતો. "મારી વ્હાલી શીરીન," તે બોલતો, "તું તારા નાપેકાર હબસીને ધીક્કારે છે અને—"

**ઝેબને૦**—(ગુસ્સાથી) ચુપ રહે એ મુજી. (દુઃખથી) પણ નહીં બોલ, બોલ કાંઇ બીજી વધારે સત્તાવર સાબેતી મોજુદ છે?

કેકસ—હા એક છે સરદાર. જાંહાંબખ્શને વારેવાર સાંજને છેડે તારાં ઘરમાંથી ભરાતો છુપાતો નીકલી જતો મેં જોયો છે, અને તે ઉપરાંત પેલો તારો એક કીમતી રૂમાલ જે તેં તારી શીરીનને નેકાહની વખતે તારી મોહબતની એક પાક ઇધાંની તરીકે આપ્યો હતો તે આજ કેટલું થયું હું જાંહાંબખ્શના હાથમાં જોઉં છું.

ઝેબનેo—(દિવાના સરખો) ઓ જાલેમ જમાના, હવે બાકી શી રહી? ઓ નાપેકાર શીરીન, ગુનેહગાર જાંહાંબખ્શ ચાલીસ હજાર મોહતો તમારાં પાપની સજામાં મારા કીના સારૂં ઓછાં કહેવાશે. ઓ કમબખ્ત ઓરત, તારા કાવાદાવા હું પેહેલવાન સરખાને રડાવે છે. અરેરે તે તારાં પાપથી આજેજ થઇ એક બુધ્યા કે બાલક પેરે રડેછે. (ભોંયપર પછડાઇ પડેછે.)

## ગાયણ.

"બની બનીરે જફા ભારી"—એ રાહ.

જોઇ જાતમાં જફા ભારી,
ખોહી વાતમાં વફાદારી—જોઇ.
જોર ગયું ને જીંદગી ગઇરે,
બનયો નાતવાન નાર;
દગો કીધો શીરીન ગુનેગાર
કીધો લાચાર—બુરી બદકાર—જોઇ.
ઠગાઇ થાઇ જો મોહબતમાં તારી,
કીનો લઇશ ખુંનખાર,
કીનો-કીનો મારો દોસ્તદાર,
કરશ તમને થાર—બુરાં બદકાર—જોઇ. (રડે છે.)

કેકસ—(સમજાવે છે.)

## ગાયણ.

"શાહ છોડોની એ જીત"—એ રાહ

ધીરો થારે સરદાર કહું કસમ હું ખાઇ,
જરા સમજ—છોડી દે ના દાનાઇ.—ધીરો૦
વિલાપ કરે છે કેમ બની તું ગાફીલ,
દરીઆફત કર જરા શાંત થઇ—ધીરો૦

ઝેબને૦—

## ગાયણ.

**"લબસે લબ અએ લાલારૂહ"—એ રાહ.**

હું તો, કેકસ, આજ રોજથી ખાર ને ઓહાર છું,
દુઃખી ને દલદર હું નાચાર છું, નાચાર છું.—હું તો૦
ઓ ઓદા એ શું સેતમ સુખ વચ્ચે તેં વરસાવ્યો.,
પાપ મારી ઓરતનાંથી બેજાર છું, બેજાર છું—હું તો૦

**કેકસ**—ખરી વાત છે નામવર સરદાર, સઘલી ખરી વાત છે, પણ એવા ગજબની વખતે હારી ખાઇ જવામાં મરદાઇ નથી. તારે કીનો લેવો છે માટે હોશ ધર, ને જો એ બંને પાપીઓને થાર કરવાનું તારા એકલાથી નહીં બને તો મારી મીસ્કીન મદદ મોજુદ છે.

ઝેબને૦—(રડતો) કેકસ મારા વિશ્વાસુ તું મને માફ કરજે. તારી ચાલપર શક લાવી તને સતાવા ખાતર હું પશેમાન થઇ પસ્તાવો કરૂં છું. જાંહાંબખ્શની જગા મારા વ્હાલા રફીક આજથી હું તને સપુરદ કરૂં છું, અને તું તે ચંડાલને થાર કરજે. મારા નાપેકાર ઓરતને તેણીનાં પાપીની ફ્રજે પોહોંચાડવાનું હું મારા હાથમાં રાખું છું અને હવે તું જા—(જુસ્સાથી) બસ જા—

જા, જાઓ મુજ પાસેથી રે જાઓ કુલ જગત
રદ મને આ જીવતર અને દુન્યા સારી રદ!
રદ મને જો જીવતર—રદ મને આ જેહાન,
રદ મને જો શીરીન મારી રદ છે મારો જાંન.
પણ જાન એ મુજથી જીવશ હવે જોવડાવા જફા,
જફા હું ગુજારશ તેપે થઇ જે બેવફા.
ચોર—જે જીવલેણ ચોર, જેણે ચોર્યો મારો પ્યાર
જાહનમ જેનું જીવતર ને જુઠી જે દેલદાર,
મારશ તેમને બેવફાઇના કીનામાં હું થાર
મરશ અને મારશ સાથે બદફેલ નર ને નાર.

(જુસ્સામાં દોડી જાય છે—પછવાડે કેકસ જાય છે.)

## પ્રવેશ ૭ મો.

### ઝેબનેઝરનું મકાન.

[શીરીન અને દાસી.]

**શીરીન**—(દુઃખથી) દાસી મેહેર, મારા જીવને આજ બે રોજ થયા કશુંજ ચેન પડતું નથી, ને તેમાં મારા ખાવંદવાળો પેલો બક્ષીશ રૂમાલ ગુમ થઇ ગયા પછીના મને કાંઇ અજબ જુસ્સાઓ થાય છે. બચ્ચાં જેવો તે મારો નિર્દોશ અને દયાલુ ખાવંદ એ મારી બેદરકારી માટે મારા સાથે ગુસ્સે થશે તો નહીં, પણ તોબી તે ખોહવાઇ ગયા પછીનું મને ચેન પડતું નથી. દાસી, તે રૂમાલ હું કેટલા હરખથી સાથની સાથ રાખતી હતી તે તને ખબર તો છે તો સોધી કાઢ, હજી બી ફરીથી જો.

**મેહુર**—પણ બાઇ હું કેટલુંક જોઉં? હવે કાંહાં જોઉં? હજી તો કાલે સાંહજેજ તમારાં દેખતાં બધું ઘેર ખોલી વલી, પણ નહીં મલે તો હશે, કેઠે અવલે હાથે મુકાયો હશે તે હવણાં નહીં મલશે ને બે દીવસ રહીને મલશે.

**શીરીન**—અફસોસ, મને ખુશી થવાને કશુંજ કારણ જડતું નથી. મારો ભરથાર પેલા ગરીબ જાંહાંબખ્શની વાત પણ ઉડાવ્યા કરે છે, અને એ ભલા જવાંનને માટે હું કશું નહીં કરી શકતી તેથી મને ખરેખર ભારે દુઃખ થાય છે.

**મેહુર**—જો બાંનુ હું કહું તેમ કરો. હવે શેઠ ગમે એવી વાત ઉડાવે તોબી તમો એ એકનો એકજ બોલ પકડી રહો, એટલે અંત કંટાલીને તેઓ તમારી મરજી માફક કરશે.

[સાંમેથી ઝેબનેઝર ગમખાર દાખલ થાય છે—શીરીન તેને દોડીને સામી મલવા જાય છે— ઝેબનેઝર તેને બાજુ હડસેલી જઇને ખુરસીપર બેસેછે.]

**શીરીન**—(પછવાડે જઇને) મારા ખાવંદ, આજે તારી તબીયત કેમ છે? બોલ મારાં જીગર, તું સુખી તો છે?

**ઝેબને૦**—(ધીમા સાદે) જીવને તો અસુખ જેવું ને તેવું છે શીરીન, બલકે તે વધ્યું છે.

**શીરીન**—(ઘણાંજ દુઃખથી) અરેરે અફસોસ, હવે શું કરૂં? કહે વ્હાલા હું તારી બેચેની કેમ દૂર કરૂં?

**ઝેબને૦**—(બાજુએ) હા ઓરત! ઓરત! (મોટે) શીરીન મને

કશું ગમતું નથી. આ ઘેર આજે મને કરડવા આવે છે. ( ધ્રુજીને)મને ધ્રુજરાં છુટે છે. મારાં આંગમાં તાપ ભરાય છે, તાઢ ચઢે છે. મારો જીવ ઘણો ગભરાય છે.

**શીરીન**—( ગભરાતી ) હે દાદગર આ શું આફત ! મારા જીવે તું જીવ મારાં જીગર. ખુદા તુંને જલદી આરામ કરશે. મારૂં સુખ લઇ તું સુખી થા.

**ઝેબને૦**—શીરીન કાંઇ ગા, ઓરતોની બેવફાઇ વિશે કાંઇ ગા.

**શીરીન**—( અચરતીથી ) બેવફાઇ વીશે ?

**ઝેબને૦**—હા બેવફાઇ વિશે.

**શીરીન**—અને અફસોસ એ બાબદપર ગવડાવાનું કાંઇ કારણ વ્હાલા ?

**ઝેબને૦**—( ગુસ્સાથી ) તું સવાલ જવાબ કરવા બેઠી છે કે હું કહું છું તે કરે છે ? મારી મરજી થઇ તો ગા. ભરથાર તરફની બેવફાઇ ધીક્કારમાં અને ખાવીંદ તરફની યકીનદારીની વખાણમાં કાંઇ ગા. ( બાજુએ ) હા કસકુનમ ઓરત તારાં બદફેલ હવે મને છેતરતાં નથી. તારા અખાડાથી હવે હું ઠગાવાનો નથી. ( મોટે ) કેમ વીલંબ શાનો ? ગાવું છે કે નહી ?

**શીરીન**—હું તાબે છું મારા ભરથાર. [ ગાયછે. ]

## ગાયણ.

### ( લાવણી. )

'અબલા જાતી કોમલ કાંતી નાર ગણુતી નબલી નહીં',
સબલા છાતી શુર મદમાતી સદગુણમાં ઉભાતી રહી.'
સદગુણી નાર શોભી સંસારે સુખી રહે સદા સતવંતી,
એક ખુદા અને એકજ ખાવીદ રહે સદા તે જે ગણતી.
નારી તે સદગુણમાં પુરી,
સત જે સાચવે તે છે શુરી,
પર પ્રિતને જે સમજે બુરી,
પાક વેણથી જે મધુરી,
'સદગુણ પ્રકાશની કીરતીમાં નીશ દીન જીંદગી જાતી વહી.'

સબલા૦

રૂપે રૂડી પાપે બુડી નબલી નારી એબ ભરી
સત ખોઇ સઉ ધુલ મેળવે સ્વસંસાર એક પાપ કરી.

શોભે યકીનથી નારી જાત,
ઘરેણું નહીં પણ હોય પાકજાદ,
દીપક પેરે દીપે વિખ્યાત,
સંતોષથી સુખી દીન રાત—
'નખરા ને નાજો અદાથી સંસાર નિભાવતી કંઇ.'

સબલા૦

ઝેબને૦—(કંટાલાથી) બસ બસ, એથીબી આજે મારો જીવ કરી રાહત પામતો નથી. મારૂં માથુંજ ફરે છે. લાવ શીરીન તારો રૂમાલ. (શીરીન રૂમાલ આપે છે તે ફેંકી દઇને) એ નહીં, પેલો રૂમાલ લાવ.

શીરીન—કયો મારા ખાવંદ ?

ઝેબને૦—કયો ? તને ખબરજ નથી શું ? પેલો મારો નેકાહની વેલાએ આપેલો બક્ષીશ રૂમાલ લાવ.

શીરીન—અરેરે અફસોસ, વ્હાલા ખાવંદ તારી ટપ, તારૂં બોલવું, તારી હીલચાલ સઘલું મને બદલાયલું લાગે છે. તું એવો——

ઝેબને૦—(ચીડથી) તું વાત ઉડાવે છે કે રૂમાલ લાવે છે ?

શીરીન—તે-તે- કમનસીબે મારા પાસ નથી મારાં જીગર.

ઝેબને૦—(ચોકી ઉઠીને) નથી ? એટલે ? કયાં ગયો તે ? કોણને આપ્યો તે ? હયાં મારા વના બીજું કોણ આવેછે ? તું કોણને મલે છે?

શીરીન—આટલા બધા સવાલો એકીવારે મારા ભરથાર ? તે રૂમાલ કંઠે મુકાઇ ગયો છે, પડી ગયો છે, ખ- ખોહવાઇ ગયો છે.

ઝેબને૦—હા તું અચકે છે. હે કસકુનમ ઓરત, તને તારૂં પાપ અચકાવેછે. તે રૂમાલ મારી માતાનાં વરદાન સાથનો આપેલો હતો, અને તે ખોહતાં તું જાણ કે તેં મને અને તારા જાંનને ખોહયો છે.

શીરીન—અરેરે વ્હાલા ઝેબનેઝર આજે તું મને ગાલ દીએછે? આ નજીવી વાતપર એટલો ચીરડાઇ જાય છે ? હજી તેં પેલા જાંહાંબખ્શને પણ મારા માંગવા મુજબ તેનો ઓહ્દો પાછો સપુરદ કીધો નથી.

ઝેબને૦—રૂમાલ લાવ !

શીરીન—જાંહાંબખ્શ ઘણો ભલો છે મારા ખાવંદ, તેનાંપર મને ઘણું હેત છુટે છે.

ઝેબને—(પોકારથી) રૂમાલ લાવ !

**શીરીન**—આવો અસીલ, આવો ભલો જવાંન——

ઝેબને૰—( ઘણોજ ખીજવાઇ ) રૂમાલ લાવ !

**શીરીન**—અરેરે, હજી તું એકનો એક બોલ પકડી રેહશે? એનું શું કારણ !

**ઝેબને૦**—બેવફાઇ. હે પાપી ઓરત તે રૂમાલ તેં તારા યારને આપ્યો છે.

**શીરીન**—( ઘણાજ ગુસ્સાથી ) હેં એ હું શું સાંભલું છું, પણ ના હું તદન નીર્દોશ છું. બેવફાઇના બુરા બટાનું બદકાર વેણ તારી જબાંપર ઓચરીને તેં તેને પાપભરી બનાવી છે. ઓ ઝેબનેઝર મારા ખાવીંદ, તું દેવાંનો થયો છે.

ઝેબને૦—( રડતો ) હા શીરીન તેં મને દેવાંનો બનાવ્યો છે. હું પેહેલવાનને તેં પરેસાન કીધો છે. હું હીંમતવાનને તેં આજોર્દે બનાવ્યોછે.

**શીરીન**—(દુ:ખની ચીચીઆરી પાડી) નહીં, નહીં—

હું સાફ છું-હું પાક છું રે મારા ભરથાર,
નથી ને કદી ન બનશ ગુનેહગાર.
તનેજ ગણી જીંદગી તનેજ ગણી જાંન
ચાહયો નથી કોઇને કદી તું સમાન.
જોઉંછું તું સમ હું શરમાયા વગર,
રે કેમ કરવા દીધું શકને દીલમાં ઘર ?
લાજમ નથી તને કેહેવાં આવાં વેણ,
સંભલાવાં છાજે નહીં કડણુ આવાં કેહેણ.
લરજેછ મારા ખાવીંદ તુંજ શકપર તારી નાર
ધ્રુજેછ થશે એથી ખરાબી અપાર,
પવિત્રાઇ ને યકીન છે મારો શણગાર,
તે શણગારને શોભાવનાર તુંજ છે દેલદાર.
તુંજ, એકલો તુંજ, સદા તુંજ છે ભરથાર,
તુંજ માહો દેલજાંન—તુંજ મારો યાર.
આફતાબ અને માહતાબ સેતારાઓ ગમ
વગર ધ્રુજને જોઇને હું ખાઉંછું કસમ
કસમ હું લઉંછું તે નામે ખુદ ખુદા.
(કે) પાક હતી-પાક છું ને પાકજ રહીશ સદા.

[ચુપ ઉભી રહેછે.]

ઝેબનેo—(મનસે) અરે, આ શું ? મારૂં દીલ પીગલે છે કેમ ? શું કેકસ ભુલતો હશે ! હા બેશક, રે જે સુંદરીએ મારે ખાતર બાપીકું શેહર અને બાપીકી મેહર તજી-જેણે મને પોતાનાં સઘલાં સુખની આગલ ગણ્યો તે બેવફા! બનેજ નહીં. (મોટે) મારી વ્હાલી શીરીન મને માફ કર, હું તારો અપરાધી છું. પાપી જબાંને મેં તને વગોવી અને હું માફ માંગુંછું.
[પ્યારથી ભેટે છે.]

શીરીન—મારા ખાવંદ મારાં આંસુઓ વચ્ચે હસીને——
[શીરીન નહીં જોય તેબ કેકસ બાજુએથી ઝેબનેઝરને ઈસારત કરી તેડે છે.]

ઝેબનેo—પ્યારી શીરીન જરા ત્યાં જાતો. હું હમણાં તને પાછી બોલાઉં છું.

[શીરીન હસીને જતી રહે છે—કેકસ આવીને કાંનમાં ઇસારતોએ વાત કરે છે.]

ઝેબનેo—પછી ? જાંહાંબખ્શ પોતે એમ કેહછે ? કસમખી ખાવછે ?

કેકસ—હા મેહરબાંન.

ઝેબનેo—ઓ ત્યારે કોણના કસમપર એતબાર લાવું ?

કેકસ—વલી એ બુરા જાંહાંબખ્શને મારા આગલ જુઠા કસમ લેવાને કાંઇ કારણબી નહીં હોય.

ઝેબનેo—હા ખરૂં છે. આ ઓરત મક્કર ને બદ ફેલથી ભરેલી છે. એ પાપીએ જુઠા કસમોથી મને ઉડાબ્યો છે. તું જા ને તે બુરાને માટે તારૂં સુજ્યું કર. [જઇને પાછો બેસેછે.]

કેકસ—(જતા જતા) આ ધણી ધણીઆંણીનો રડા કુટાનો રોટલો ત્યાં ભરાઇને કયારનો સાંભલવાની શું મઝા પડેછે ! આપણે જોયું કે વાત બેહદી ને ગરમ હતું તે હોલવાઇને નરમ પડી ગયું કે દોડતા આવી સટકણ પાડી લગાર પાછું વિજણ્યું કે ભડક લઇને ભડકું લઇ ઉઠયું છે તે હવે વલી ભગભગ બલશે. [જતો રહેછે—શીરીન આવે છે.]

શીરીન—કેમ વ્હાલા મને બોલાવી નહીં ? (ઝેબનેઝર જવાબ આપતો નથી) અરેરે વલી એટલા વારમાં શું થયું ? ઓ ઝેબનેઝર તારી આ ચાલથી મારી છાતી વીંધાઇ જાય છે. મારાપર દયા કર.

ઝેબનેo—( ઉઠીને ) દયા ? ઓ ઓરતોમાં ફરેબ અને ફેલથી ભરેલી ઓરત, દયા તો હું તારાથી ચાહું છું, કે જેને તું ચાહે છે તેનાજ પ્યારમાં તું સુખી હોય તો ( આપીને ) લે આ ખંજર અને ભોકી દે

આ હજારો ગુસ્સાથી ઉકલતી છાતીમાં, યા ફોડી નાંખ, આ ખુંનથી ચમકતી ભુજ ચશ્મો કે તું સુખી રહે. ( તેને આંચકો મારી ) દૂર થા, નાબુદ થા——— [ જતો રેહેવા કરે છે. ]

શીરીન—( રડતી ) ભરથાર મારા ભરથાર———( તેને પકડેછે. )

ઝેબને૦—ના, તું મને ચાહતી નથી ને હું તારો ભરથાર નથી. છોડ મને. ( જબરીથી છોડવીને ગુસ્સામાં જતો રહે છે.)

શીરીન—( ઘણુંજ દુ:ખથી ) ભરથાર ! મારા ભરથાર ! પાછો આવ, રે મારી ગોદમાં પાછો આવ ! (બેસુદ્ધ થઇ પડેછે.)

---

**અંક ૨ જો સમાપ્ત.**

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### ઝેબનેઝરનું મુકામ.

(ઝેબનેઝર એકલો પડેલો છે.)

### ગાયણ.

"કેહેર તારો ઘયજદાંન આ દેખાડે રે"—એ રાહા.

હસી હસી હસાવી અંત રડાવે રે,
જાંની દયા નહીં પણ દગો અંત તુપે ફાવેરે—હસી૦
દુન્યા દગાખોર-જગત ચશમચોર
બેવફાઇથો બેતાબ બની ઠાગાથી હસાવે,
ભોલાને ભુલાવે અને દેખતાંને નજર છતાં
બેફામ અને બેનજર બનાવે!—હસી.
શીરીન તારી યાદ મારી આંખોને રડાવે પણ
છાતી મારી કઠણ કરી કીનાથી તપાવે,
બેવફાઇ તારી મારૂં હૈયું ફારી જખમ કારી
કટારીથી કલેજે કરાવે—હસી૦ (રડે છે)

કેકસ—(ગાયણ પુરૂં થતાં દાખલ થઇને) અએ શુરા સરદાર, આ તારા શા હાલ! એક નાચીજ ઓરતની બેવફાઇથી એટલી બધી હારી ખાઇ તું જેવા દલેર દાનાવ છતે એવી નાદાની બતાવે એ તું નામવરને કોઇ રીતે જેબ દેનારી વાત નથી.

ઝેબને૦—(રડતો) મારા વિશ્વાસુ રફીક કેકસ, એ તું શું કહે છે? મારા આ હેરાંન હાલપે તું અચરત થાય છે? (જરા થોભીને) કાંએ નહીં થાય? તું તારી ઓરતનાં યકીન અને પ્યારમાં સુખી છે તો બેવફા ઓરતોના ખાવીંદના ખરા દુઃખી હાલની તને કેમ ખબર પડી શકે? પણ કેકસ, તું તારી ઓરતનાં યકીનપર વિશ્વાસ રાખી શકે છે? જોજે હો, હું મારાં હીણ ભાગ્યે મારા વિશ્વાસમાં ઠગાયો છું તો તું પણ તેટલોજ કમબખ્ત નહીં નીવડે તેની સંભાલ રાખજે. અરે રે જો મારી શીરીને મારાસે દગો કીધો છે અને મને મારો પાક મોહબતમાં ઉડાવ્યો છે તો મને માનવાને કારણ છે કે ઓરત ખોલજ બેવિશ્વાસ બતાવે છે.

કેકસ—(બાજુએ) બહુજ ઠંડો !–જરા ગરમ કરવો જોઇએ–(મોટે) પણ અએ સરદાર, આજે પણ મેં પેલો રૂમાલ પેલા નાપેકાર જાંહાંબખ્શના હાથમાં જોયો હતો જો !

ઝેબને૦—(ચોંકીને) આજેબી ?

કેકસ—હા આજેબી.

ઝેબને૦—(ઘણાંજ દુ:ખથી) રૂમાલ ? જાંહાંબખ્શ ? ઓ, કેવી દુ:ખભરી પાદ્દા ! મારાં દુ:ખોના ડંખ વચ્ચે કેવો કારી ફટકો ! (બેશુદ્ધ થઇ પડેછે.)

કેકસ—(ખુબ હસી–તેની છાતીપર કીનાથી પગ મુકીને) હા ! નાપોકાર હબસી ! જોયો મારો ખાર ? એમજ છે. કાચા કાનના અવીચારીઓ દેખીતી આંખના આંધલા છે, જેઓને ભેજું છે પણ વીચાર કરી જાણતા નથી, આંખ છે પણ જોઇ શકતા નથી, કાન છે પણ સાંભલી શકતા નથી ! એવા દાહયા બેવકુફો તેમની સઘલી શાણપત છતાં એક કમીના કુત્રાં સરીખા છે, ને તેવો અએ મારા જંગી સરદાર, હવણા તારો હાલ છે, કે જે હાલપર એક નજર નાખવામાંજ મારાં અદેખાં જીગરને માટે જોઇએ એવો ભર્યો સુખ સંચીયારો અને સંતોષ છે ઓ ફીકર પણ હા ! એ સુધીમાં આવેછે (વાંકા વલીને) સરદાર, સરદાર.

[ઝેબનેઝર સાવધ થાયછે અને ઉઠીને ખુરશીપર માથું નાંખી પડેછે—સામેથી જાંહાંબખ્શ આવતો જણાયછે.)

કેકસ—(ગભરાઇને–બાજુએ) અરે એ પાપ કયાં અહીં નીકલી આવ્યું ! (તેની આગલ જઇને) રફીક જાંહાંબખ્શ શું છે ?

જાંહાંબખ્શ—દોસ્ત, હું આપણા સરદાર પાસે બાનું શીરીનની સલાહથી પોતે મારા ઓદ્ધાની માંગણી કરવા આવ્યો છું. (સામે જોઇ) પણ આપણા સરદારને એ શું છે ? એ ખુરસીપર માંથું નાંખી કેમ પડેછે ?

કેકસ—એનો જીવ બગડી આવ્યો છે. હાલ તો તું બાજુ થઇ જા. તને એવામાં જોશે તો વધારે ચીરડાશે. એ હવણાં હયાંથી બીજા ઓરડામાં જશે ને હું તને તેડીશ.

જાંહાંબખ્શ—ઠીક રફીક ત્યારે, તું મને બોલાવજે. હું ત્યાં બાજુએ ખોટી છું. (જતો રહેછે)

કેકસ—(બાજુએ) કહી દેખાડવા કરતાં કરી દેખાડવાની આ એક અચ્છી તક છે. (ઝેબનેઝર આગળ જઇને) સાવધ, અએ શુરા સરદાર સાવધ થા. હયાં પેલો નાપેકાર જાંહાંબખ્શ આવ્યો છે. તું પેલાં ખુંણામાં તુરત વેલા છુપાઈ જા, અને તું સાબીટી માંગે છે તો હું તેનાસે તારી શીરીન વિષે

વાત છેડીશ. તું દૂરથી ઉભો રેહજે. તે શું કહે છે તે તને કદાચ સઘલું સંભળાશે નહીં, તોપણ તેના ચાલા ઉપરથી તું તારી ખાત્રી કરી શકશે.

ઝેબનેઝર—બેશક મારા ભલા ખેરખાહ. (ઉઠીને છુપાઈ જાય છે.)

કેકસ—રફીક જાંહાંબખ્શ, સરદાર સાથ વાત કરી લેવાની આ તક સારી ન હતી માટેજ મેં તને અટકાવ્યો. તે છેરાયલો હતો—તેનો જીવ બગડેલો હતો તેટલાં તું દેખાવ દઈ તેને બેવડો ખીજવતે. તોપણ તારાં ગયા પછી તારા લાભનું મારાથી જેબી ને જેટલુંબી કહેવાઈ શકાયું તે સઘલું મેં કહયું છે. હું તો એ મકસદનું એને અવાર નવાર રોઝબરોઝ સમજાવતોજ રહું છું.

જાંહાંબખ્શ—તારી મેહરબાંની શું ઓછી છે મારા દોસ્ત!

કેકસ—પણ રફીક, મેં સાંભલ્યું કે તારાં ઘરમાં કોઈ પહરોણો આવ્યો હતો?

જાંહાંબખ્શ—હા. એક મારો પુરાણો પણ નફટ દોસ્ત મને મલવા નહીં પણ મારી માહતાબચેહેર બાનુંના દીદાર જોઈ લેવાની આશામાં આવ્યો હતો ખરો, હા! હા! હા! (હસેછે.)

ઝેબનેઝર—(છુપાયલો) હા તે ચંડાલ હસે છે.

જાંહાંબખ્શ—હું તેણીના પ્યારમાં સુખી છું દોસ્ત કેકસ, અને તેમાં એવા પાપીઓની નડ વચ્ચે આવેલી જોવાને હું કોઈ રીતે રાજી થાઉ નહીં.

ઝેબનેઝર—(છુપાયલો) એ સઘલું આ વેળાએ બરાબર સંભલાયું! ખુદા નાપેકાર!

કેકસ—(ઝેબનેઝર સાંભલે તેમ) પણ શું તે ઓરત ખુબસુરત છે?

જાંહાંબખ્શ—(હસીને) ખુબસુરત પુછેછે મારા દાદખાંહ રફીક? અરે તે નખરાંદાર નાજનીન આકાશનો હુરોને હઠાવે એવું હોસાન મારે મનથી ધરાવે છે! હા! હા! હા! (બન્ને હસે છે.)

ઝેબનેઝર—(છુપાયલો) ઓ! તેઓ હસે છે! તેઓ મને હસે છે! મારી તેઓ ઠેકડી કરે છે! (જાંહાંબખ્શ રૂમાલ કાઢી મોં લુછે છે—ચોંકીને) હા, આબાદ મારોજ રૂમાલ. મારોજ—મારી બેવફા ઓરતને આપેલો બક્ષીશ રૂમાલ! હવે બીજી શી સાબીટી જોઈએ?

કેકસ—(હસીને) હા! હા! હા! પણ દોસ્ત જાંહાંબખ્શ મને કેહેવા દે કે તું તે ઓરતની ખુબસુરતી અંજાયલી આંખે જુએ છે. શું તું કહે છે એટલી બધી તેણી ખુબસુરત છે?

**જાંહાંબખ્શ**—મારે મન તે રૂપ અને રંગમાં ઓરતોનો સરદાર છે. તેણીના સોનેરી કસબ સરીખા જુલફાંદાર પેચ અને વલ ખાઈ કમર વેર વીખરાઈ પડેલા બાલ, તેણીનું પોહોલું અને ખુબસુરતીનાં તેજથી ચલકતું કપાલ, જીની ને તીણી કાલી આંખ, ફડકતાં નેણ, અણીયારૂં નાખ, ગોલાબી રૂખસાર, દુધ સરીખા દાંતોની હાર, પરવાલાં સરીખા હોઠ એ સઘલું સાથે મલી તેણીના પ્યારમાં મને દેવાનો બનાવે છે.

**ઝેબનેઝર**—(હાય મારીને) ઓ ચંડાલ !

**કેકસ**—(હસીને) ઠીક છે દોસ્ત જાંહાંબખ્શ, હાલ તો હું લગાર કામમાં છું માટે તું રૂખસદ લે. (હસીને) ફુરસદે મલીને એ વિષે આપણે વધુ વાત કરીશું.

**જાંહાંબખ્શ**—મારે કબુલ છે. (જતો રહે છે—ઝેબનેઝર બાહેર આવેછે.)

**ઝેબનેઝર**—કેકસ, ખાત્રી થવામાં કશીજ બાકાત રહી નથી. તે ચંડાલનું છેલ્લું ઘણું ખરૂં બલકે સઘલું બોલવું મેં ઉપર દમે બોલેબોલ સાંભલી લીધું છે. મેં મારી ઉકલતી છાતીની ખફગી વચ્ચે મારાં ખંજરપર હાથ નાંખ્યો ખરો, ને ચાહયું કે પછવાડેથી છુપ્યો નીકલી આવી એક ઝટકે તે નાપેકારને જાંનથી બેજાંન કરી નાખી મારો ખાર અને ખંગ લેઉં, પણ મારા હાથ ઉપડી શક્યા નહીં. મારૂં દીલજ ચાલી શક્યું નહીં.

**કેકસ**—તે વાત વિષે તું બેફીકર રહે. એ નાપેકારને જાંનથી બેજાંન કરવાનું તેં પુરા વિશ્વાસમાં મને સોપ્યું છે તો તે હું આશાન પાર ઉતારશ. તું તારી બદકાર અને બેવફા ઓરતનેજ તેના પાપની ફેંજે પુગાડ.

**ઝેબનેઝર**—તું રાસ્ત કહેછે મારા અઝીઝ દોસ્ત. તે નાપેકાર ઓરતનો આંકો લાવવાની તો હું વેતરણમાંજ છું. (ખંજર કાઢી) આ હથીયાર તેણીનું સુવાલું ગલું વિંધી આરપાર જશે, અને પછી તેમાંથી ફુટતી લોહીની શેરો મારાં બલી મરતાં જીગરની આગ બુજાવશે.

**કેકસ**—નાહીં, એ રસ્તો મને પસંદ નહીં આવ્યો. એ રીતે તો ખુંન જાહેર થઈ આવતાં તારી ઓરતની બેવફાઈની વાત સારાં શેહરમાં આશકારા થશે, અને તને બેહોરમત થઈ નીચું જોવું પડશે. માટે મારી સલ્લાહ તો એ છે કે જયારે તે રાતના ઉંઘાયલી હોય ત્યારે તેણીનાં બીછાંણામાંજ તેણીને ગુંગલાવીને પુરી કરી મેલવી.

ઝેબનેઝર—એ તારી સલાહ વલી બેહેતર છે, પણ ઓ ! તે ઉપર અમલ કરવાને મારૂં દીલ કેમ ચાલશે ? તેણીને ગુંગલાવી નાખવાને મારા હાથમાં કઉવત કયાંથી આવશે ? અરેરે, જેને આવા પ્યારથી સદા ચાહી છે તેણીને એવે નાતરસપણે—એવાં કમકમાટભરેલાં મોહતે મારી નાખવાના ખ્યાલોએજ મને દયાનાં ધ્રુજરાં છુટે છે. (રડે છે.)

કેકસ—(ઉસ્કેરીને) અને તો પણ સરદાર, તારે યાદ રાખવાનું છે કે તેણીએ પોતાની બેવફાઇમાં તારાપર કશી દયા કરી નથી. દયા અને વેર બંને એક ઘરમાં સાથે વસી શકે નહીં, માટે તું જો નામર્દ થઇ દયા કરવાજ તૈયાર થયો હોય તો એક શેરમર્દને છાજતા દબદબાથી જે વેર લેવાને તું તૈયાર થયોછે તેને તારે છેલ્લી સલામ કરવી જોઇશે, અને એવી હીચકારી દયા કરી જાંણનારા નામર્દો જગતના ધીટકારનેજ લાયક છે.

ઝેબનેઝર—(ઉસ્કેરાઇને) પણ હું તેઓના તે ધીટકારને લાયક થઇશ નહીં. હું મારી બેવફા ઓરતને થાર કરી કુલે બેવફા ઓરતોને ચોંકાવી તેમના ભરથાર તરફની વફાદારી શીખાડશ. (સાંમે જોઇને) પણ કેકસ, સામેથી મારી એ બદકાર નારની દાસી તારી ઓરત આવે છે, ને મારે તેના જોડે કાંઇ વાત કરી લેવી છે માટે તું તે વખતે હયાં ન રહે.

કેકસ—જેવો હોકમ. (નમીને જતો રહેછે—મેહરસીમીન આવેછે.)

ઝેબનેઝર—(સામે જઇને) દાસી, કયાં જાય છે ? સબુર કર. ખરૂં કહે, મારી ગેરહાજરીમાં અત્રે શું કોઇજ આવતું નથી ?

મેહેર૦—કોઇજ નહીં, મારા નીમકપરવર.

ઝેબનેઝર—કોઇજ નહીં ? કોઇ દહાડે નહીં ? જરા ફરીને ધ્યાંનથી યાદ કર.

મેહેર૦—કોઇ દહાડે કોઇ નહીં મારા શેઠ.

ઝેબનેઝર—(ગુસ્સાથી) હજી તું જુઠું બોલે છે. અએ ઠગારી ઓરત, તું તારી શેઠાંણીની હોરમત સાચવવા જાય છે, પણ તેમ કરતાં તું જોઇ કેમ નથી શકતી કે તું મારી હોરમત લીએ છે—વેચે છે ? (સમજાવીને) બોલ દાસી, બોલ. હું તને નેહાલ કરશ. તારા ભરથારને સ્વતંત્ર બનાવશ, તમને બંનેને સુખી કરશ, કહે ખરૂં.

મેહેર૦—હું ખરૂંજ કહું છું મારા મુરબ્બી. મારી તે શેઠાંણીના સાહયા હેઠલ હું કશી વાતે મોહતાજમંદ નથી ને તે માટે એવી તુચ્છ લાલચોની મને કશી પરવાહ પણ નથી, અને તેમ છતાં અએ સરદાર હું ખરૂંજ કહું છું કે કોઇ બુરા ચંડાલે તમને ભમાવાનું કીધું છે. મારી

શેઠાંણી બીલકુલ પાકજાદ છે. તે તમારા પ્યારને પુરેપુરી લાયક છે. તે તમારાં દુઃખે અતીશે દુઃખી છે.

**ઝેબનેઝર**—દાસી, હજી કાંય તું જુઠું પકડી રહી છે? કહે વારૂં, શું જાંહાંબખ્શ હયાં ન આવતો હતો?

**મેહેર૦**—આવતો હતો, પણ કાંઇ બુરી વાસનાથી નહીં.

**ઝેબનેઝર**—અને તે તેં કેમ જાણ્યું?

**મેહેર**—જાંહાંબખ્શ અને મારી શેઠાંણી વચ્ચેના મેલાપો વખતે હું હંમેશ હાજર રેહતી હતી.

**ઝેબનેઝર**—(ચીડથી) તું ઠગારી છે, કાલું કર તારૂં.

(મેહેર જતી રેહે છે.)

## પ્રવેશ ૨ જો.

(શીરીન વિલાપ કરતી પડેલી છે.)

### ગાયણ.

**"છીનકે લે ગઈ હુએ પ્યારી"—એ રાહ.**

"જીંદગી બરબાદ છે કીસમતે મારી હાએ હાએ!
વફાની ઉપર બી જફા ખાવીંદે પાડી હાય હાય—જીંદગી.
ફરીયાદ કરૂં—કોણને કહું દુઃખ મારૂં ઓ જાલીમ!
રડું છું હું જારોજાર હાએ પુકારી હાએ હાએ—જીંદગી.
નસીબે તજી—તાતે તજી—ખાવીંદે તજી હાએ હાએ!
વાલી કોઈ વણ તું વાલી બીજો નહીં હાએ હાએ—જીંદગી.
દાદ પોંહોંચે અએ દાદાર તું—યારી આપે રે ખુદા!
જુલમ આ જીરોજબરથી છોડાવે હાએ હાએ.—જીંદગી.

(ગાયણ પુરૂ થતાં) ઓ પરવરદેગાર! મારા દુઃખ વચ્ચે તું મને કાંએ છોડી બેઠો છે? જો બુઢાપામાં બાપને છોડી આવવાનાં અને તેને તેનાં મકાંનમાં એકલો ઝુરી ઝુરીને મરવા દેવાનાં અજાંણ પાપની આ મને સજા હોય તો રે દયાલું બાપ, તુંને મારો હાલ રોશન છે. આઓ ભવ બોહાર અને રદ કરવા કરતાં એક લાયક ભરથાસે જોડાઈ રેહેવામાં મેં સુખ માન્યું, અને તેમાં જો હું ઠગાઇ છું તો હે દાતાર! મારાપર દયા કર, અને મેં વગર વાંકે ઓાહી દીધેલો મારો ખાવંદ અને તેનો

પ્યાર મને પાછો આપાવ! ઓ ઝેમનેઝર મારા ભરથાર, કયાં ગયો તારો આગલો પ્યાર? કયાં ગુમ થઇ ગઇ તારી એકવારની મોહબત? કયાં—રે કયાં ગેપ થઇ ગયાં તરાં વચનો અને કરારો? રે મારા ભરથાર, મારાં દુઃખે હું દુઃખી નથી, પણ નાહક તું દુઃખી થાય છે તે જોઇ મારૂં કાલજુ કપાઇ જાય છે! (રડે છે—દાસી આવે છે.)

મેહેર—નેકકેરદાર શેઠાંણી, આ તમારો રાતો દીનનો ચાલું વિલાપ અને સંતાપ તે હવે કેમ સેહેવાય! ઉહો, ખુદા એ દુઃખના દહાડા હવે પુરા કરશે, ધીરજ ધરો.

શીરીન—

## ગાયણ.

### ગરબી.

શું જાય સખી દિનદિન નવ દીઠા દીદા દેલદાર તણા?
સુકાય સખી કાયા કોમલ વણ દર્શન ભરથારના.
'મુજ સરતણું સરતાજ ગયું;
મને લાડ લડાવતું કોણ રહયું?
દીલ આનંદી આશા ભંગ થયું'.—શું જાય.
દુઃખ આગ થકી મુજ દેહ બલે,
મજ અભાગ થકી દુઃખ નહીં ટલે,
'નહીં ચેન નહીં આરામ મલે'!—શું જાય.
નહીં પાપી છતે હું પાપણિ ઠડી,
નહીં દીલ વસાવી જે વાસના કદી,
ભવ ગાલુ મારો દુઃખે રડી રડી!—શું જાય.

(કેકસ આવે છે.)

શીરીન—(રડતી) ભલા કેકસ, તારા શેઠ કેમ છે? અરેરે, તેઓ મારા પાસે આવતા નથી? મારો ચેહેરો જોવાને ના પાડે છે? કેકસ, ભલા કેકસ, હું તે કીરતારને હાજરનાજર ગણી કહું છું કે હું બીલકુલ નીરપરાધી છું.

કેકસ—બાઇ, તમારાં નીરપરાધીપણાં વિષે મને તો મુતલગ શક નથી.

મેહેર—હું તો માંનું છું કે કોઇ મારા બુરાએ એ મારા શેઠના કાંન ભરી તેને ભમાવ્યાં છે.

કેકસ—ચુપ ચુપ રાંડ અપટ, તું કેમ અમરથી વચમાં પટપટ કરે છે? ચુપ રહે!

મેહર—(ગુસ્સાથી) કાંએ? શું કરવા ચુપ રેહે? મારો શક મજબુત છે. એ મારો શેઠ જેટલો ભલો તેટલોજ ભોલો છે, અને તેથી કોઇ ચંડાલે તેનો લાભ લઇ આ મારી ફીરેસ્તાઇ ખસલત બાઇને દુ:ખી કરી છે, અને જો તેમ હોય તો—

શીરીન—ખુદા મારા હાલપર દયા કરો!

મેહર—હા, અને ખુદાનો કરડો કેહેર તે બુરાપર વરસો! દોજખના ઉંડા ગારમાં તેનો વાસો થાઓ!

કેકસ—ચુપ, ચુપ! કેટલી વગર સમજવે બરબડ કરે છે?

શીરીન—ભલા કેકસ, તું તારી ઓરતપર કફા ના થા. તે મારી દાસી નથી પણ એક બેહન જેવી છે. મારી દાસી મેહેર ખરેખરી મેહુર છે. અને ભલા કેકસ, તું તારા સરદાર પાસ જા, ને તેને કેહેજે—રે તેને કેહજે કે તેં મને નીવારી મેલી છે, અને તોપણ એકજ યકીનથી અને એકજ પ્યારથી જયાં તુલક છેલ્લી આંચકીથી મારી આ પંટીમાંનો પ્રાંણ નિકલી જશે ત્યાંવેર હું સદા તારી અને તારીજ છું. (રડેછે.)

કેકસ—બાનું તમો બેફીકર રહો. તમારા વ્હાલા ખાવીંદનો પ્યાર તમને મેલવી અપાવાને હું મારૂં સઘલું અને બનતું કરીશ, અને હવે હું રૂખસદ ચાહું છું. (જાય છે.)

શીરીન—(દુ:ખથી) જા ભલા મર્દ; તું તારી ઓરતનાં યકીન વિષે શકમંદ નથી તેથી સુખી છે. ઓ પરવરદેગાર! મારાપર દયા કર અને મારા ભરથારને સુખ આપી મને સુખી કર! (જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

### જાંહાંબખ્શાનું ઘર.

[શેહેરીયાર સુતેલો છે—બારણું ઠોકાય છે.]

શેહેરીયાર—(ઉઠીને—આંખ ચોલી) યે! વલી એ કોણ? કોઇ રાતે તો લગારેક ઠરીને હુઇ દેવા નથી મરતું તો નહીં, પણ દીહા દીહખી કોઇ જરા જરા જપ લાગવા દેતું નથી એ હું? (બારણું ઠોકાયછે) અરે હબુર, હું થીઉં? ઉઠું ઉઠું તેટરાં એવરો તાપની ટેરે હાંનો તણાઈ મરે!

[ઉઠીને બારણું ઉઘાડે છે—પારસ અંદર આવે છે.]

કોણ પારહ? પેલા પુનાના હકીમ રૂહતમ જંગલીનો પારહ? કેમ રે વરી તું કેમ કરી મારાં ઘરમાં આવેલો?

પારસ—ઘર તે તારૂં કે તારા શેઠનું ?

શેહરી૦—(છાતી ઠોકી) મારૂં, મારૂં, મારા બાપનું, હાત પાંણીએ ધોએલું મારૂં.

પારસ—શુ. મારૂં મારૂં ? અરે હેમક, મારતાં માર ખાઇ જશે.

શેહરી૦—હું ? હું ? તે તું મને મારનારો હું ? જોરે એ પારખ આ ઘેર મારૂં છે, ને ઇફા કાંઇ ચેંચું કરેલું કેની તો મારતાં મારતાં——

પારસ—(તેનાં આંગપર જઇ) ચુપ રેહે હેમક——

[તેને તમાચો મારવા જાય છે—બંને મરાઇ પડે છે—જાંહાંબખ્શ ગભરાટમાં દોડી આવે છે—પારસ તેને વચે લીએ છે અને આજુબાજુથી બંને ખુબ મારે છે—પારસ સેવટે નાહસી જાય છે.]

જાંહાંબખ્શ—( બુમ પાડી ) અરે કમબખ્ત સબુર, મારાં પાસરાં ભાજી નાંખ્યાં !

શેહરી૦—(ગભરાઇને) અરે હાબ એ તો તમે દેહુંતો ! ઓલ્પો નાહી ગીએલો હું જે ? તે તો કેહતો તો કે ઉં રૂહતમ જંગલી તરફથી આવેલો ને તારા હેટને કાપી લાખવાનો ને—પણ અરે આ બારણાં આગલ ગરબડ હાંની !

[બે સખ્શો રૂસ્તમ જંગીને એક દોસાના લેબાસમાં ચલાવી લાવેછે.]

૧ શખ્શ—શેઠ આ બુજોર્ગ મર્દને તમારાં ઘર આગલ ઘણો ભયભરેલો અકસ્માત થયો, અને એઓને સુવાડી દેવાની અગત સમજી અમો તમારે ત્યાં——

જાંહાંબખ્શ—સુખે લાવો.

[રૂસ્તમ જંગીને એક કોચપર લાવી સુવાડે છે.]

રૂસ્તમ—(ઢોંગથી) ઓઃ અરે ! શેઠ તમોને તજદી—ઓ બાપરે !—મને આપવી—ઓ ! ઓ ! ઓ !—પડે છે તેથી માંફ—અરર ! અરર !

જાંહાંબખ્શ—કાંઇ નહીં શેઠ કાંઇ નહીં-મકાન તમારૂં સમજો, અને તમને આરામ થાય ત્યાંવેર હયાં સુખે રહો. હું હમણાં તબીબને તેડાવું છું.

૧ શખ્સ—નહીં શેઠ, અમારા તરફનું માણસ અમારા તબીબને તેડવા જઇ ચુકયું છે, જે વખત જાયછે તેમાં આવતા હશે. (પરીબાનું આવેછે)

પરીબાનું—(દયાથી) કેવો દુઃખભર્યો બનાવ ! (રૂસ્તમ આગલ જઇ) બુજોર્ગ ગ્રહસ્થ તમને આરામ તો છે !

રૂસ્તમ—(તેનો હાથ પકડી) ઘણો આરામ છે મારી બેટી. ઓ

અરર ! ઓ ! (બાજુએ) આ લુચ્ચો જાંહાંબખ્શ મારાં કરતાં તાલ તલાવતમાં સરસ થવા માંગતો હતો પણ અંતે મેં એને હરાવ્યો છે, અને મને મન ગમશે ત્યાંવેર હું હવે એનાં ઘરમાં ધામો નાંખી પડી રહીશ. પેલો પારસ હજી નહીં આવી મુવો !

૧ શખ્શ—ઓ લેઓ અમારા હકીમજી આવ્યા.

[પારસ એક હકીમના પોશાકમાં આવે છે.]

શેહુરી૦—(તેને ટીકી ટીકીને) યે, આ હકીમ કીફાથી નીકલી પડેલા ! મેં હંધા હકીમોને જોયલા પણ ઇને જોયલો કેમની મરે ?

પારસ—(રૂસ્તમની નાડ જોઈ) ઓહો, જોખમ છે શેઠ !

પરી૦—હકીમજી સાહેબ આ બુજોર્ગ ગ્રહસ્થને ઘણી ઇજા થઇછે ?

પારસ—હાજી. એવણને અચપુચો આંચકો આવતાં એવનનાં પાસરામાં આકરાં અઠી આવ્યાં, ને તેથી એવણનાં આંતરડામાં આંધરા પડયાં ને આંધરામાં કીડા પડ્યા, તેથી હવે એવોને હંઇથી એક માસ સુધી ખસાડી શકાશે નહી.

જાંહાંબખ્શ—હકીમજી સાહેબ તમો શું કહોછ તે હું સમજી શકતો નથી. શું એઓને કાંઇ સખત વાગ્યું છે ?

પારસ—વાગવાનું પુછોછ મારાં શેઠ ? એવણનાં તપ દઇને તપકાવાથી એવણનાં કલેજાં થપ દઇને થપકાયાં, ને કલેજાંનાં થપકાવાથી એવણના ભેંજામાં પવન ભરાયો, ને ભેંજામાં પવન પંથરાઇ જવે હવે એવોની આગરી ચસી ગઈ છે. (પરીબાનું જેહાંબખ્શને બાજુ લઇ જાય છે.)

પરી૦—વ્હાલા ભરથાર, મેં આ ટરકતીઓનું તરકટ બારીક આંખે પકડયું છે. આ હકીમનાં સઘલાં બેવકુફી ભરેલાં બોલવાથી મને શક પડયો, ને બારીકીથી તપાસ કરતાં આ દોસો પેલો લુચ્છો રૂસ્તમ જંગી ને આ હકીમ તેના નોકર પારસ તરીકે જણાઇ આવ્યો છે. તું કશું બોલતો ના. હું એઓનો ઘાટ ઘડું છું.

[શેહેરીયારને બાજુ લઇ જઇ કાંઇ કહે છે–શેહેરીયાર જતો રહે છે.]

રૂસ્તમ—(બાજુએ) હા ! હા ! હા ! તેઓ મારૂં કાવત્રું પારખી શકયાં નથી. મને એક માસ ઘરમાં રાખવાને વીશે તેઓ પોતપોતામાં હવે સંપ કરે છે. (જેહાંબખ્શને) શેઠ તમારાં ઘરમાં મને એક માસ રેહેવાની–ઓ:–ઓ! રજા આપશો ?–અરે !

જાંહાંબખ્શ—શેઠ, ઘર તમારૂં છે. સુખે રહો. મારી ઓરત તમારી ખીદમતમાં હાજર છે.

રૂસ્તમ—ઘણી મેહેરબાંની–ઘણીજ મેહેરબાંની.

પરી૦—ઓ લેઓ, હમારા પોતાના હકીમજી આવ્યા. શેઠ એઓ ગામડયા છે પણ ઘણા પંકાયલા તબીબ છે.

રૂસ્તમ—(ગભરાઇને–મનસે) આ તારો બાપ મરે તારો ! એ વલી કયાંથી ફુટી નીકલ્યો ? સઘલું નખ્ખોદ વલી જશે.

[શેહેરીયાર હકીમના લેબાસમાં આવે છે.]

શેહેરી૦—હાબ મેહેરબાંન હાબ. હેં જાહનમખ્ખ હેટ તમારે ઇફ્રા-તા હો માંદાંને માંદાંજ કે ?

જાંહાંબખ્શ—હકીમજી સાહેબ, તમે વેલાસર આવ્યા. આ ગ્રહ-સ્થને મારાં ઘર આગલ અકસ્માત થયો છે ને તેથી તેઓ મારાં ઘરમાં બીમાર થઇ પડયા છે.

શેહેરી.—એમ થીઉં ? (પારસ તરફ ટીકીને) પણ તેરે આ કોણ ?

પરીબાંનું—સાહેબ એઓબી એક તમારા જેવા તબીબ છે.

શેહેરી.—એમ થીઉં ? ત્યારે એ હેટને એઓ હું થએલું જણાવે છે તેજ ફીઓની કે પયતું.

જાંહાંબખ્શ—સાહેબ એઓ કહે છે કે આ ગ્રહસ્થનાં પાસરામાં આકરાં ચડીને આતરડાંમાં આંધરાં પડયાં છે.

શેહેરી.—એમ થીઉં ? ઓહો તેરેતો એ હેટની નહ ને ફ્હ બેઉ ખોલાવી પડહે. લાવો હાબ, હંગ્રા મુકી દીધાથી લઈ કરીને તમને હમ-ણાં આરામ થઇ જતો રેહે. (તૈયારી કરે છે.)

રૂસ્તમ—(ઘણો ઘભરાઇને) નખ્ખોદ ! (મોટે) અરે નહીં રે હકીમ-જી સાહેબ હવે તો હું જરા જરા સારી પડે છું.

શેહેરી.—એમ થીઉં ? તરે પણ હવે તમને પુગ હારા કરી લાબ-વાના કેની ? જરા થોભો—(તેની નસ ખોલવા કરે છે)

જાહાંબખ્શ—શેઠ, શેઠ, એઓ ગામડયા છે પણ ઘણા કાબેલ ત-બીબ છે. એઓ જે કરે તે કરવા દેઓ.

પરી.—હાજી, જરા ધીરજ રાખો. એવણ તમને જલદી આરામ કરશે.

રૂસ્તમ—અરર કયાં કમબખ્તોમાં ફસી પડયો !

[શેહેરીયાર બોહોસ કરી રૂસ્તમને પકડાવે છે અને નસ ખોલવાની ઘરપથ કરે છે–રૂસ્તમ બુમ પાડે છે.–અને ગભરાટમાં ઉઠી ઉભો થાય છે]

રૂસ્તમ—(દાઢી કાઢી નાંખીને) દોસ્ત જાંહાબખ્શ, હું હાર કબુલ કરૂછું, અને તુંને અને તારી ઓરતને સતાવા ખાતર શરમીંદો થઇ માંફ માંગુંછું

જાહાંબખ્શ—રૂસ્તમ, મારી આ પાકદામાન ઓરતે તને અચ્છો ધડો શીખવ્યો છે. અમોએ તને કયારનો ઓળખ્યો હતો. અને આ હકીમ જયારે તારો નોકર છે ત્યારે (શેહેરીયારને બતાવીને) આ હકીમ આમારો નોકર છે.

શેહેરી.—ઉવે! હે પારખ મને ઓલખેલા કે? તારા હેટને આજે હું કાપીજ લાખતે, પણ મારા હેટ હેટાંણીના આ કાલાવાલાથીજ જતા કીધેલા.

પરી.—વ્હાલા જાંહાંબખ્શ ત્યારે હયાં સૌને ધડો લેવાનો છે. તું મારી દામાનપર શક લાવી મને બંદીમાં રાખવા માંગતો હતો તે જેટલું ખોટું હતું તેટલોજ પરાયાં ધણી ધણીઆંણીઓનાં શાંત સુખ વચ્ચે ખલલ કરવાના હલકા હેતુથી દોસ્તીપર અલાપ લેવા નીકલેલા આ તારા નફ્ટ દોસ્તની ચાલ ઠપકાને લાયક છે, પણ સૌ સારૂં જેનું સેવટ સારૂં, અને તેથી હવે જો તારો આ રફીક આ ખતાથી સુધરવાની કબુલાત આપે છે તો મારી ખાશ ખુશી છે કે હવે એની ખુશીથી નહીં પણ આપણી ખુશીથી એને આપણે ત્યાં મેહમાન રાખી થોડા દીવસ એની એક દોસ્ત તરીકે ખાતરદારી કરવી.

જાંહાંબખ્શ—(હસીને) બાખુશીથી હું કબુલ છું મારી પાકજાદ પરીન.

શેહેરી.—થીઉં ત્યારે હે પારખ, મારો હેટ આ પુનાના હકીમ તારા હેટનીહે પાછો મરી ગીએલા, તો હવે તું ને ઉં કાં! ની પાછા મરીએ? માટે ચાલ આપણે પણ કહીએ જે પેલી મારી હેટાંણી કે' જે હઉ સારૂં જેનું—

પારખ—(હસીને) સેવટ સારૂં. (સૌ જાય છે.)

## પ્રવેશ ૪ થો.

### અંધારી રાત—એક મેદાંન.

[ફેકસ દાખલ થાય છે.]

ફેકસ—પેલા પોર્યા જંગાવેને મેં હયાં આજે તેડયો છે. ઝેબનેઝર જાંહાંબખ્શને થાર થએલો જોવાને આર્જુમંદ છે, અને તેણે તને આજે પુરો કરવાને મને ફરમાવ્યું છે, પણ હું જાંહાંબખ્શ, ઝેબનેઝર અને જંગાવેને એક સરખી રીતે થાર થએલા જોવાને અર્જુમંદ છું. પેલા

ખુબખ પીર્યો જંગાવેને હુલકાવી હુલકાવીને મેં આજવેર આગલ પાડયો છે, પણ હવે તે ઉસ્કેરાઇ રહયો છે, અને તેને નામે શીરીનને નજર કરવાનાં બાહાનાંથી તેના પાસે મેં જે એક લાખનાં ઘરેણાં કઢાવ્યાં છે તે હવે તે કમબખ્ત પાછાં મેલવવાની તલપમાં છે, પણ તે મેં ગડાવી મેલ્યાં છે એટલે ગરમાગરમીમાં એ ખુબખ પેર્યો કદાચ કાંઇ આટો બાકી દેશે, માટે મેં તાલ તલાવતથી જાંહાંબખ્શને જેમ આ શેહેરના વેરાંન ભાગમાં એક ઘણાં ખાનગી કામને ખાતર મલવાનું કેહવડાવી બોલાવ્યો છે તેમજ એક નવી કુરતાજથી એ ખુબખ પેર્યાનેબી આજે હવણાં હયાં તેડયો છે તો ખરો. તે આવતો હશે. તેનેજ હુલકાવી વલી હું આગલ પાડું, અને હું અલગ રહી તેના હાથે જાંહાંબખ્શને ઠાર કરાઉ, કે જેથી જાંહાંબખ્શ મરે યા તે પોતે મરે, કે બેઉ મરે તોપણ કોઇબી રીતે મને તો આયંદે લાભ છે. (સામે જોઇ) ઓ ! તેજ વાયદાપર અને ટાંકણાંસર આવે છે.

[જંગાવે આવે છે.]

અરે વાહરે રફીક જંગાવે, મને કેટલી ખોટી કરાવે છે ? તારે ખાતર હું હયાં ઠંડીમાં વાટ જોઇ જોઇને વટાઇ ગયો.

જંગાવે—પણ તું મને વલી કહે છે શું કેકસ ? હું હવે તારી કોઇ વાત માંનનાર નથી. તું દગાખોર ઠડી ચુકયો છે.

કેકસ—તું વલી મને ગેર ઇનસાફ કરે છે દોસ્ત જંગાવે. હું શું કરૂં ? તે દીવસે જાહાંબખ્શને મેં મારા વચન પ્રમાણે પુસ્કલ સરાબ તો પાયો, પણ તે લુચ્ચો આપણા સપાટામાંથી તોબી બચી ગયો તેમાં મારી શું કસુર ?

જંગાવે—બસ ત્યારે હવે વધારે શું માંથું ફોડે છે ? મારી ખાત્રી છે કે શીરીન મારે હાથ આવનાર નથી તોબી તું હજી મારી પુઠ કાંએ મુકતો નથી ? પણ વારૂં, પેલાં મારાં ઘરેણાં તેં હજી મને પાછાં આપ્યાં નહી ? તે એક લાખની મારી મતા મને પાછી આપ.

કેકસ—પણ પાછાં કયાંથી આપુ ? તેં તે મને તારે નામે શીરીનને નજર કરવા આપ્યાં હતાંની ?

જંગાવે—હા, તો પછી ?

કેકસ—તો પછી શું વલી ? તે મેં તારે નામે શીરીનને ભેટ કીધાં.

જંગાવે—ઠીક છે, તો હું તે વાતની તલાસ કરી લઇશ.

કેકસ—(બાજુએ) પણ હું તને હવે તે તલાસ કરવાની તક આપશ ત્યારે તલાસ કરશે કેની ? (મોટે) રફીક જંગાવે તું દાનાવ છે. મને માફ

કર. હું અરબ્બરો શરમીંદો છું કે મારા કરાર પ્રમાણે શીરીનને તુંસે મેળવી આપવામાં મેં આટલી બધી ઢીલ કરી છે, પણ હવે હું ખાત્રીથી માનુંછું કે તે સુખ તારા નસીબમાં લખેલુંજ છે.

જંગાવે—(ગમગીનીથી) નસીબમાં હોય તો આટલી ઢીલ થાય નહી.

કેકુસ—(તેને ઉસ્કેરીને) ઢીલ થવા છતાં હજી કાંઇ બગડું થયું નથી. હજી જેવી જોઇએ તેવી તક છે.

જંગાવે—તે કેમ ?

કેકુસ—હવણાં જાંહાંબખ્શને મેં હયાં બોલાવ્યો છે તે આવતો હશે. તું જઇને આ તલવાર લઇ પેલા કુવાની કઠણુમાં ભરાઇ રેહે, ને તે આવે તો પછવાડેથી આવી એક છુપો પણ મજબુત હાથનો કારી ઘા કરજે, ને તે જો તારા હાથપર મુવો તો ખાત્રીથી જાંણ કે કાલે સુરજ ઉગવા પેહેલાં શીરીન અંતે તારીજ છે.

જંગાવે—શું હું ખુંની થાઉ ? એવું ડરાંમણું કામ કરવાને મારી હીમતજ કેમ ચાલે ?

કેકુસ—ત્યારે તું જેવા એક વગર હીમતના હીચકારાને માટે શીરીન જેવી સુંદર નાર પેદા થઇ નથી એ તારે યાદ રાખવું. ઓરતો ઘણું કરીને દલેરીપર મોહી પડે છે. શીરીન ઝેબનેઝર અને જાંહાંબખ્શને ચાહતાં શીખી તે તેમની દલેરી ખાતર હતું, તો તે તેજ શીરીન તું જેવા હીચકારાને કદીબી કબુલ રાખશે, એવી તારે સ્વપનેબી આશા રાખવી નહીં.

જંગાવે—(ઘણોજ ઉસ્કેરાઇ) શું હું હીચકારો ?

કેકુસ—(ખભાં ચઢાવી) હું તો તેમ સમજુંછું. નહીં તો તું શીરીન જેવી એક માહાતાબચેહર નારને એક એવી નજીવી વાતસર જતી મેલે નહીં.

જંગાવે—(વિચાર કરીને) પણ જાંહાંબખ્ખને ઠાર કીધા પછીબી શીરીન મારી થશે તેની જામીનગીરી શી છે ?

કેકુસ—જાંમીનગીરી જોઇએ તે કરતાં વધતી મોજુદ છે. જાંહાંબખ્શનાં મુવા પછે શીરીન ચાહી શકે એવું બીજું હવણા કોણ રહયું ? શીહા ઝેબનેઝરને જોઇ શીરીન ધીક્કારથી કમકમે છે તો જાંહાંબખ્શ તારા રસ્તામાંથી દુર થતાં શીરીન તારી થશે એમ માનવાને તને જરાબી શક છે ?

કેકુસ—(ઉસ્કેરાઇ આવી) જો એમજ છે તો હું ફરી એક વાર તૈયાર છું (અંદર જોઇ) ઓ, સાંમેથી જાંહાંબખ્શજ આવેછે. મને ભરાઇ જવા દે. તું છુપાઇ જા.

કેકસ—હા, પણ તપાસજે. એકજ ફડેલા હાથનો ઓસ્તવાર પટકો, અને સઘલી કાસર નીકલી ગએલી જાણ.

[તેઓ ભરાઇ જાય છે—જાંહાંબખ્શ આવે છે.]

જાંહાંબખ્શ—કેકસે આ કેવી ભયંકાર જગ્યા ખાનગી મેલાપ માટે પસંદ કરી મને અંધારી રાત્રે અતરે બોલાવ્યો છે? એને એવું તે શું કામ—— (જંગાવે નીકલી આવી જખ્મ કરે છે.)

જાંહાંબખ્સ—(જખમી થઇ) હા દગો! હું જખ્મી થયો!

(તલવાર ખેંચે છે—જંગાવે નાહસી જવા કરે છે—જાંહાંબખ્શ પુઠે દોડી તેને પણ ઘા કરે છે—બંને પછડાઈ પડે છે.)

જંગાવે—ઓ મને લોહી જાય છે. હું મારતાં મુવો—કોઇ મારાપર દયા કરો? હું હજીબી જીવશ.

કેકસ—(ભરાયલો નીકલી આવી) તારૂં હયાં કામ નથી.

(તેને બીજો જખમ કરી નાહસી જાય છે.)

જંગાવે—(મરતો) કોણ? કેકસ? દગાબાજ કેકસ! હવે મને સઘલું સમજ પડેછે. ઓ દગાબાજ ચંડાલ?

જાંહાંબખ્શ—(ઉઠવાની કોશેશ કરતો) કોણ? જંગાવે?

જગાવે—(મરતો) હા દોસ્ત જાંહાંબખ્શ, મને માફ કરજે. તારો જીવ લેવાને આ ચંડાલ કેકસે મને ઉસ્કેર્યો ને તારો જીવ લેતાં-તને મારતાં હું માર્યો જાઉં છું.-હું મ-રૂં-છું. (મરી જાય છે.)

જાંહાંબખ્શ—રે મારો વખ્ત હવે દુર નથી. મારી જબાં ખેંચાઇ જાય છે. મારો દમ બંધાઇ જાય છે. ઓ!—— (મરી જાય છે.)

## પ્રવેશ ૫ મો.

### ઝેબનેઝરનો ઓરડો.

(એક બાજુએ એક પલંગ ઉપર શીરીન ઉંઘાયલી નજરે આવેછે—ઝેબનેઝર હાથમાં બલતી બતી સાથે અતી ધીમા દમે ગાયણ ગાતો એક બારણાંમાં દાખલ થાયછે.)

### ગાયણ.

"હા એ ગમ હો તું કમ"—એ રાહ.

અએ ગમ-થા તું કમ- ખુનખાર કરમ,
કર કરદે કસમ-થઇ જમ લેવા દમ.
અએ હાથ તું ના થમ-રોક તું ના કદમ,
બખ્ત મારૂં બરહમ- ખુંન ખાબે સનમ.

(ધીમા સાદે) એ ઉંઘી ગઇ છે. સઘલું શાંત છે, પણ મારૂં દીલ શાંત નથી. તે ધડકે છે. મારાં આંગમાં તાપ ભરાઇ આવી છે. મારાં ગલામાં આગ લઇ ઉઠી છે. ઓ ! આજે એનો છેલ્લો દહાડો—રે બલકે છેલ્લો કલાક છે ! રે બેવફાઇ ! ઓ બુરા ગુનાહ તેં એક સુખી જોડામાં બેદીલી પેદા કરી, અને તુંજ હવે આજે મને ખુંની બનાવેછે. (આગલ જાય છે) કેવી શાંત મીઠી ઉંઘ ! અરે અરે આવી પાકીજેહ ખુબસુરતી માંખી સલો ! હું માનુંજ કેમ ? પણ પુરાવા કેવા મજબુત છે. એને મારી નાંખવાથી એને એના પાપોથી હું છુટી કરશ, પણ ઓ ! મારા હાથ ચાલશેજ કેમ ? રે દાદગર ! આ બુરી વાત મારે કાંને પડવા દીધી તે કરતાં મારા કાન ફુટી કાં ન ગયા ? અરે, અરે, એ દેલરૂબા ગુલબદનનો જીવ લેતાં મારો જીવ ધુજીને કમકમે છે તો મુજ ખુંનખાર ચશમો ફુટી કેમ જતી નથી ? તું ઉંઘે છે, પણ એ ઉંઘમાંથી તું હવે જાગશે નહીં, ને આ પાપી જેહાંન આવતી સહવારે જોવા પામશે નહીં. ઓ બદતર નસીબ ! (રડેછે) કેવું ભયંકર કરમ આ હાથે તું મારા પાસ કરાવે છે ! એજ હાથે એક વાર એને એનાં સઘલાં સંકટમાં સાહય થવાને પાક કોલ આપેલો છે તેજ હાથ—

(શીરીન જાગી ઉઠે છે)

**શીરીન**—એ કોણ છે ? ઓરડામાં કોણ છે ?

**ઝેબનેઝર**—તે જાગી ઉઠે છે. ઓ દાદગર મને સાહય થજે.

(ધ્રુજે છે—શીરીન ઉઠી આગલ આવેછે)

**શીરીન**—(હસીને) કોણ ? મારો ખાવંદ ? મારો ભરથાર ઝેબનેઝર ?

**ઝેબનેઝર**—(તેને દુર કરી) દુર થા અએ ઓરત, અને ઉતાવલી થા. તારી છેલ્લી બંદગી કરી લે.

**શીરીન**—(ગભરાઇને) છેલ્લી બંદગી ?

**ઝેબનેઝર**—(ખુંની સાદે) હા છેલ્લી બંદગી. અએ ગુનેહગાર ઓરત, તેં એક વાર તારા ખાવંદ તરફ વફાદાર રેહેવાને તારા ખુદાને બાર એક પાક કોલ આપ્યો હતો; તે તેં તોડયો છે તો તે માહા અજીમ ગુનાહની છેલ્લી તાજેશ———

**શીરીન**—(રડીને) અરે અરે ભરથાર હું તારી કેમ ખાત્રી કરૂં ? જે ખુદાની યાદ સનમ મેં તે પાક કોલ આપ્યો હતો તેજ ખુદા મારો સાહેદ છે કે તે કોલ મેં પુરેપુરો અદા કરેલોછે.　　(સમજાવીને)

## ગાયણ.

"મર્દો બીગાના ભોલા"—એ રાહ.

ખાવીંદ બોલા-ભલા પાડેછે શું કામ મુજપર જફારે હાએ.
સુધરે હું તો અભાગણી-વણ વાંકે થાઇ ગુનેહગાર,
મુજ અબલાપર રેહેમ નજરે થા નહીં તું ખુનખાર.—ખાવીંદ૦
સાફ છું હું તો પાક છું રે માન ભરથાર નેકજાદ,
નાહક ના કર જીવ મારો બોલા ભરથાર બરબાદ.—ખાવીંદ૦

**ઝેબનેઝર**—હું એ કશું નથી માનતો. તારા કસમો ઉપર હે ગુનેહગાર મને હવે જરા એતબાર નથી, અને મારા ઠરાવથી હવે હું જીનહાર ફરનાર નથી.

**શીરીન**—જો એમજ છે તો હું તૈયાર છું. ઓ ઉંધી બુધ્ધીના ખુની ખાવંદ હું મરવા ખાતર બીહીતી નથી. મારાં સાફ દીલે તે કીરતારની પાક દરગાહે જતાં હું જરાબી બીહીતી નથી, પણ મરતી વખત મારાં નામને દાગ અને મારાં યકીન વિશે મારા ભરથારનાં મનમાં શક મુકી જવાથી મારી કોમલ છાતી ફાટી જાયછે. રે ઝેબનેઝર, તું કહે કે હું નીર્દોશ છું, ને હું તારે હાથ મરવામાં પણ સુખ સમજશ.

**ઝેબનેઝર**—અએ ઓરત, હવે એ તારો સઘલો ફરેબ મને છેતરતો નથી. હું ફરમાઉ છું કે વેક ને તારા ગુનાહની તાજેશ કરી લે.

**શીરીન**—જો એમ છે તો—— (ગુઠણપર પડેછે.)

## ગાયણ.

"જો દીલકુ દુખાવે"—એ રાહ.

દર્દ ભર્યાં દીલે દાતાર ચાહું છું પનાહ,
સાહેદ તું સાહેબ ન કો કીધા રે ગુનાહ.
ભણી પાક વાણી ફાની જીઆંનને સલામ.
ફરમાવી હું આઉં છું રે પાક તારી દરગાહ!—દર્દ૦
થયાં હોય અજાંણ પાપો-માફ કરજે બાપ,
પાક પાંખમાં હું સાફ આઉંછું ખુદા.—દર્દ૦

(ગમગીનીથી) અએ ખુની ખાવંદ, આ દુનીયા મને હવે દોજખ જેવી જણાયછે, અને હું મરવા તૈયાર છું.

**ઝેબનેઝર**—તો હવે આ દેખાવનો અંત મારે પણ ઉતાવલો લાવવો છે. જા હે ઓરત. (તેને નાંખી દીએછે) તું જેવી ગુનેહગારોનું

આ દુનીયામાં કામ નથી. બેવફાઇનાં પાપની સજા તરીકે———

(તેને નાંખી દઇ ગુંગલાવી નાંખેછે—શીરીન ગુંગલાઇને છેલ્લાં દચકાં ખાયછે, અને તરફડી તરફડી મરી જાયછે—ઝેબનેઝર બાહેર આવી આંખે હાથ દઇ ધ્રુજે છે.)

થઇ ચુક્યું. આ સંસાર હવે મારે મન દોઝખ છે. શીરીનનો પાપી જીવ ઉડી ચાલ્યો, અને તો પણ જે જીવને મેં મારા પ્યારથી અધીક ચાહેલો તે જીવનો જમ થતાં મેં મને પોતાને જીવથી માર્યો છે.

(ફસડાઇ પડેછે—બારણું ઠોકાયછે.)

મેહેર૦—(અંદરથી) નામવર સરદાર બારણું ઉઘાડ.

ઝેબને૦—(ચોંકીને) દાસી મેહેર બારણું ઉઘડાવેછે. તે આ ખુન જોશે, પણ મને કોણનો ડર છે? મારે આ જેહાનમાં હવે રેહેવુંજ નથી તો મને કોણનો ડર હોય? દાસી મેહેર, અંદર આવ.

(મેહેર બારણું ઉઘાડી અંદર આવેછે.)

મેહેર—અએ સરદાર (ચોંકીને) પણ અરે આ શું? મુડદું? રે મારી ભલી શેઠાણી! (શીરીનની લોઠ આગલ બેસી જઇને) અંતે તારા આવા હાલ થયા! અરેરે મારી માયાવંત બાઇ——  (રડેછે.)

ઝેબને૦—(રડતો) દાસી મેહેર, તું રડ ના. એ નાજનીનનાં મોહોતપર રડવાને મને એકલાનેજ હક છે. કુલ જગતનાં આંસુ મારે એકલાએજ એનાં હીણાં મોહોતપર વરસાવાં જોઇએ છે.

મેહેર—ને તોબી રે ઓ આંધલા સરદાર, તેંજ—રે તેંજ એનું ખુંન કીધું!

ઝેબને—હા દાસી, મેંજ એણીને વધુ પાપ કરતાં બચાવી છે. એણીનાં પાપથી મેંજ એને છુટી કરી છે.

મેહેર—રે ઓ દોઝખી સરદાર તેં કેવી પાકજાદ નારનો જીવ લીધો છે તે તને ખબર નથી. ઓ બુરા, હવે મને તારો કશો ડર નથી. તે તારી ઓરતનું ખુંન કીધું છે, પણ મારૂં ખુંન તું કરનાર નથી. (બારણાં આગલ દોડી જઇ) ખુંન રે ખુંન! મદદ!

(કેકસ ગભરાટમાં દોડી આવેછે.)

કેકસ—(બાજુએ) અરે નખ્ખોદ, હું કયાં હયાં દોડી આવ્યો.

ઝેબનેઝર—અએ દેવાંની ઓરત તું શું હજી ના પાડે છે? તારી શેઠાંણીની બેવફાઇની સાહદત—એક મારો બક્ષીશ—રૂમાલ તે આ તારા ભરથારેજ મને બતાવ્યો. એણેજ તારી શેઠાંણીની સઘલી બેવફાઇ મને પેહેલી જાહેર કરી.

**મેહેર૦**—ઓ ત્યારે હવે મને સઘલું સમજ પડે છે. એ ચંડાલે કાંઇ પાપી દાવ સાંધ્યો છે. રે ઉંધી બુધ્ધીનાં કમબખ્ત હબસી આ કરપીણ કેકસે તે રૂમાલ તો મારા પાસે ચોરાવ્યો હતો.

**ઝેબને**—(ચોકી ઉઠી) ચોરાવ્યો ?

**મેહેર**—હા કાલાવાલા કરી તે એણે મારા પાસ મારી બાઇની હરૂસે લીધો.

**ઝેબને**—ઓ હું આ શું ગજબની વાત સાંભલું છું ! (પછડાઇ પડેછે)

**કેકસ**—(ખંજર કાઢી) અએ નાપેકાર તું મારૂં ઉંધું મારે છે. તું જીવવી જોઇતી નથી.

(મેહેરને ખીજવાઇને ખંજર મારેછે અને નાહસી જવા કરેછે—ઝેબનેઝર પુઠ દોડી તેને હેઠે નાંખી તેની છાતીપર ચઢી બેસી તેને ખંજર મારવા કરેછે.)

**ઝેબને૦**—એ ઝેરી અઝદાહા, એક ઝપાટે તારૂં સઘલું પાપ ઉંઘાડું પડયું છે તો—પણ નહીં. (તેની છાતીપરથી ઉઠી જાય છે) રે મુજી હું તને મારતો નથી. મારે મન મરવામાં તો સુખ છે. તું જીવજે ને જફા જોજે.

**મેહેર**—(જખમી) ઓ ના, ઓ દોજખી દેવ તું જીવ ના, અમારી જોડે તે ફીરતારની દરઘાહમાં તારૂં કામ છે. (તેને ઉઠીને ખંજર ભોકી દીએછે-અને પોતે પણ પછડાઇ પડેછે.) ઝેબનેઝર હું મરૂં છું. સ—લામ. (મરી જાયછે.)

**કેકસ**—(જખમી થઇ પડતાં) રે ખુંનનો બદલો ખુંન ! હું સેહતાનનો રફીક થયો, અને અંતે આ ફજે પોહોંચ્યો. રે આ શું ? દોજખના દરામણા ગાર મારી નજરો નજર ખુલ્લા થાય છે ! રે ઝેબનેઝર હું તારો અપરાધી છું. અપરાધી-કુલે જગતનો અપરાધી છું. જામાસ્પની જગ્યા તેં મને નહીં આપતાં જાંહાંબખ્શને આપી તેથી મારાં અદેખાં આંધલાં જીગરમાં વેર વસ્યું, અને તેના કીનામાં તારો નાસ સોધતાં મેં તે મારી બદકાર નેમમાં ફાવવા શીરીનને, જાંહાંબખ્શને, જંગાવેને અને મેહેરને ચારેને કાવા દાવાથી જાંનથી બેજાંન કીધાં, અને તમ સઘલાંનાં ખુંનનો બોજ મારી ખાંધપર છે. હું માંફી ચાહવાને કોઇ રીતે લાયક નથી. મા—રો—પા—પી—જીવ— (મરી જાયછે.)

**ઝેબને૦**—(દુઃખની ચીસ પાડી) ઓ ઝેરી અઝદાહા તેં પેહેલાં મનેજ કાંએ નહીં મારી નાંખ્યો, ને આ મારી ગુલબદન નારને કાંએ નહીં બચાવી ? ઓ મારી શીરીન, આ મેં તારાપર શું સેતમ વરસાવ્યો ! રે હું ચંડાલ તારા કાલાવાલા—તારી સમજાવતોથીબી નહીં સમજયો !

હું આંધલો, બેહેરો, સંગદીલ તારી આજીજીથીબી નહીં પીગલ્યો ! રે તારો છેલ્લો દમ, તારૂં છેલ્લું દચકું હજી મારા કાનમાં વાગે છે અને મને ધ્રુજાવે છે. (ધુમ રડે છે) શીરીન ઉઠ, મને માફી બખ્શ. જાગ હે મારી પાકજાદ નાર, અને તારી લોથ ઉપર માહેતમ કરતા તારા કમનસીબ ભરથારની મીનતજારીભરી માફી કબુલ રાખ. તારી સદાની મીઠી મેહેર ને મીઠાસથી હસી એકવાર મને માફ કરીને મર ! ઓ તુંને ગુંગલાવી તારો પ્યારો જીવ લેતાં મારો જીવ નીકલી કાં નહીં ગયો ! મારા હાથ ભાગી કાં નહી ગયા ? (ઘણાજ જુસ્સાથી) ઓ જાગો, જાગો કુલ જગત અને જાગીને જગાડો ફકત એકજવાર આ મુજ નીરદોશ નાચાર નાર ! ઓ જાગીને તું જો મારી પાકજાદ નાર તારા ખુંની ભરથાર તરફ કે જે હવે પોતાના માહેતમના ગજબનાક પોકારથી કુલે જગતને જાગતી કરી દે એમ છે. ઓ શીરીન ! રે શીરીન ! ! (તેની લોથપર પડેછે)

## ગાયણ.

**"વતનબી છોડીને વસ્તી."—એ રાહ.**

બની ખુનખાર ઓ મારી નાર ! લીધો તુંજ જીવ મારી શીરીન
ખાતર તું મુજ પ્યારી દેલદાર ! થયો હું અંધ મારી શીરીન.
કરૂં શું હું કાંહાં જાઉં—પતો તારો નહીં પાઉં !
અએસો આરામ છોડી આઉં હું તુંજસે રે મારી શીરીન.
ભવાં ચહડાવીને નએનોથી કરે જખમી હું ગુનેહગાર,
તોજેશ તોબાહ જોડી મુજ હાથ કરૂં તારી મારી શીરીન.
સોંપુછું હું જાંની તુંને જાંન–મારો કરી તુંપે કુરબાન,
ઓ કરજે માફ–અરે કરજે–સલામ ઓ સાફ મારી શીરીન.
સલામ કુલ દોસ્તોને સલામ–સલામ કુલ જુઠી જે આ જેહાંન,
સલામ યારો–સલામ મુજ જાંન આપુ તુંપે મારી શીરીન.

(ખંજર લોકી વીંધાઈ પડેછે અને તફડીને મરી જાયછે—ધીમું ગમગીન વાજીંત્ર વાગેછે—ડ્રાપ ધીમે ધીમે ઉતરેછે.)

---

સમાપ્ત.

---

છપાઈ બાહેર પડશે.

# ધીરજનું ધન

યાને

# સંકટ અને સબુરી.

---

એક વારતા.

---

બનાવનાર

**બહમનજી નવરોજજી કાબરાજી,**

"ઝેબનેઝર અને શીરીન" ઇત્યાદીનો કર્તા.

આ વારતા એક આખું સંસારી ચિત્ર છે, અને પૈસાની આગમાં દુન્યામાં થતા કાવાદાવા વગેરે તેમાં જે સમાવામાં આવ્યું છે તે વાંચનારને પુશકળ રસ ઉપજાવે એવું છે. આ વારતા અતી ચાનક ઉપજાવનારી ને નીતીનો સાર મેલવવા લાયક છે, ને તે લગભગ ૩૦૦ પાનાનું સુંદર છપાઇ અને બંધાઇનું એક મોટું પુસ્તક થશે.

**કીંમત આગમચથી રૂ. ૨ અને પાછલથી રૂ. ૨ાા.**

ગ્રાહકોએ પોતાનાં નામો નકલ સહીત કોટમાં ગનબાવાના કુવા આગલ **ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં** અથવા પારસી બજારમાં **મી૦ જાં૦ બે૦ કરાંણીની** દુકાંણમાં નોંધાવાની તજદી લેવી.

---